શ્રી આત્મકમલ લબ્ધિસૂરીશ્વરજી

જૈન ગ્રંથમાળાયા

દ્વિતીય પુષ્પમ્

નમો જિણાણં

શ્રી આત્મ-કમલ-લબ્ધિસૂરીશ્વરેભ્યો નમઃ

# કર્મ ફીલોસોફી

અને

# બીજા પ્રવચનો

—વ્યાખ્યાતા—

અનેક ગામોના શાસનપ્રભાવક

પૂ૦ પા૦ આચાર્યદેવ

શ્રીમદ્ વિજય લક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ

(કચ્છ-મુદ્રા નિવાસી) માટુંગાના

શેઠ પદમસી પ્રેમજી ઝવેરી

તરફથી ભેટ

ઝવેરી નિવાસ-તલંગ રોડ

માટુંગા (જી. આઈ. પી.)

*

પ્રકાશક

શ્રી આત્મકમલ લબ્ધિસૂરીશ્વરજી

જૈન જ્ઞાનમંદિર, દાદર (બી. બી.)

# આ મુ ખ

*

પ્રશ્ન થશે કે આવડા નાના પુસ્તકને વળી આમુખની શી જરૂર હોય? વાત સાચી, કારણ જરૂર નથી, પરન્તુ પુસ્તક વિશે વાચકોને મહેતુ હોય અલ્પ પરિચયની જરૂર ગણાય, આજની વિષમકાળની વિષમ પરિસ્થિતિએ વિશ્વને વિષમ અવસ્થામાં મૂકી દીધું છે, સાચી સંસ્કૃતિના સ્થાને નરી વિકૃતિએ લોકમાનસને આવરી લીધું છે, એવા કપરા સંયોગમાં એ અતિ આવશ્યક છે કે સાચી સંસ્કૃતિનો પુનરુદ્ધાર થાય, અને જનતા એથી સંસ્કારી બની સુખ શાંતિના નુતન આસ્વાદ અનુભવે, આ માટે પ્રથમ તો મનુષ્યોના ભ્રમિત આદર્શો, ક્લિષ્ટભાવનાઓ, દુર્ધ્યાન અને તૃષ્ણાના અતિરેક સુધારવા જોઈએ, આ તરફ એમને યથાર્થ આદર્શો, વિશુદ્ધ ભાવનાઓ, શુભ ધ્યાન અને તૃષ્ણાની અલ્પતા તરફ આકર્ષવામાં આવે. એ આકર્ષણ માટે સાધુ જીવન જીવનાર પ્રસિદ્ધ ઉપદેશકોએ લોકને આકર્ષક ઉપદેશ આપવો ઘટે. વર્તમાન કાલે જૈન સમાજમાં આવા આકર્ષક ઉપદેશકો સમાજ સંખ્યાની અપેક્ષાએ ઓછા છે, એમાં પ્રખર પ્રવચનકાર પૂ૦ આચાર્યદેવ શ્રીમદ્ વિજયપદ્મસૂરીશ્વરજી

મહારાજ પ્રથમ પંક્તિના એક સમર્થ વક્તા છે, એઓ જૈન તત્વોના સૂક્ષ્મ વિષયોને, સુંદર યુક્તિ અને દૃષ્ટાંતની સાથે સમજાવી દે છે ધર્મની કર્તવ્યતા અજબ રીતીએ ઠસાવી દે છે, આજનો કાળ પ્રગતિ તરફ નહિ પણ અવગતિ તરફ ઘસડાઇ રહ્યો છે, એ વસ્તુ સચોટ રીતીએ શ્રોતાજનોના મગજમા ઉતારી દે છે, નાસ્તિક અને સુધારક જેવા આત્માઓ પણ એમના ધર્મ પ્રવચનો સાંભળી કાનપટ્ટી પકડી જાય છે, રહસ્ય ભરી રમિક કથાઓના તો જાણે એ ખાણ રૂપ છે, અને એને કહેવાની ઢબ એવી કે સાથે સાથે અનેક વાતોના બોધ કરાવતા જાય અને શ્રોતાની જિજ્ઞાસા જાગૃત રાખતા જાય, એક દિવસ સાંભળી ગયા પછી બીજે દિવસે એ શ્રોતાને આવિજ ચુકે, એવુ તો ઘણાય પ્રસંગમા બન્યુ છે, વર્ષોથી અનેક શહેરો અને ગામડાઓમા અરુણે અનેક વ્યાખ્યાનો આપ્યા છે, તેઓશ્રીએ મુંબઈમા આપેલા અનેક જાહેર પ્રવચનો પૈકી માન પ્રભુજ જાહેર પ્રવચનોના અવતરણોનુ આ પુસ્તક છે, પ્રવચનો જૈન તત્વનો અદ્ભુત પરિચય આપે છે, જવાબદાર જીવનના માર્ગ સુઝાડે છે, કર્તવ્યની હાકલ કરે છે, સંશયોને ભેદે છે, અજ્ઞાનને મિટાવે છે, જૈન તત્વો પ્રત્યે બહુમાન જગાવે છે, વર્તમાનની ભૌતિક આત્મઘાતક વિજ્ઞાનની અને બીજી વાતોની સામે સુંદર તત્વોની વિશિષ્ટતા સાબીત

# મુંબઈના આંગણે

# ધર્મ પ્રભાવના.

વ્યાખ્યાન વાચસ્પતિ પરમ શાસન પ્રભ વક પૂજ નીય સૂરિપુંગવ આચાર્યદેવ શ્રીમદ્ વિજય લબ્ધિ સૂરીશ્વરજી મહારાજના પટ્ટાલંકાર અજોડ વ્યાખ્યાના શાસનપ્રભાવક પૂ આચાર્યદેવ શ્રીમદ્ વિજય લક્ષ્મણસૂરીશ્વરજી મહારાજના દાદર શ્રી આત્મકમલ લબ્ધિસૂરીશ્વરજી જૈનજ્ઞાનમંદિરમાં પૂ ગુરૂદેવની આજ્ઞાનુસાર ચાતુર્માસ કરતા તે દરમ્યાન અનેક વિધ શાસનપ્રભાવનાના કાર્યો થવા પામ્યા હતા ચોમે રથી જનતા વ્યાખ્યાનમાં મોટી સંખ્યામાં ઉભરતી હતી જેથી મોગાખવ ભવ્ય મંડપ ઉભો કરવામાં આવ્યો હતો, શ્રી ભગવતીજી સુત્ર અને ભાવનાધિકારે જૈનરામાયણ વંચાતી, તેઓશ્રીની હૃદય વેધકને રોચક વ્યાખ્યાન શૈલીએ જનતામાં અપૂર્વ ધર્મ ભાવના જગાવી હતી, પર્યુષણ પર્વની અપૂર્વ ઉજવણી, હજારોની દેવદ્રવ્યાદિની ઉપજ, અદ્ભૂત તપશ્ચર્યાઓ ભવ્ય વરઘોડાઓ, ચૌદ પૂર્વ, અક્ષય નિધિ, તપોની આરાધના, તેમજ વિવિધ વિષયો પર તેઓશ્રીએ અનેક જાહેર વ્યાખ્યાનો આપતા-મુંબઈ તમજ પરાઓમાંથી આવેલા ગૃહસ્થો તેમજ હજારો

સ્ત્રી-પુરૂષોની મેદીની જામતી હતી

પૂ આચાર્યદેવની પુનિત પ્રેરણાના પ્રતાપે ભવ્ય અને આલીશાન શ્રી આત્મકમલ લબ્ધિસૂરીશ્વરજી જૈન જ્ઞાનમદિર લાખોના ખર્ચે તૈયાર થઈ રહ્યુ છે તે માટે શેઠ શ્રી રામજીભાઈ જેઠાભાઈના શુભ પ્રયાસ અને પૂ આચાર્યદેવના સદુપદેશથી લગભગ બે લાખ રૂપીઆની ટીપ થઇ હતી

બે હેનોની થયેલી ભાગવતી દીક્ષા અને હજારો સ્ત્રી-પુરૂષોએ લીધેલા લાભ તેમજ તે પ્રસગે અજોડ શાસનોન્નતિ થઇ હતી, અનેક ભાઈ બ્હેનોએ બાર વ્રતાદિ ગ્રહણ કર્યા હતા.

## માટુગામા પ્રતિષ્ઠા મહોત્સવ

શેઠ શ્રી રતનજીભાઇ સોજપાળ જે પી ની આગ્રહ ભરી વિનતી સ્વીકારી પૂ આચાર્યદેવની પ્રેરણાથી તેમને નવા લાખ રૂા ના ખર્ચે બધાવેલ શિખરબધી ભવ્ય નૂતનજિનાલયની પ્રતિષ્ઠા મહોત્સવ પર મહા સુદમા પૂ આચાર્યદેવાદિ ત્યા પધાર્યા હતા ભવ્ય મહોત્સવ મડાયો હતો, વિવિધ પૂજાઓ, પ્રભાવનાઓ, રાતના ભાવના, રોશની, ભવ્ય મડપ, જળયાત્રાનો ઠાઠમાઠભર્યો વરઘોડો, એક લાખને અગ્યાર હજાર લગભગની થયેલી દેવદ્રવ્યાદિની ઉપજ,

શુભ મુહુર્તે પૂ આચાર્યદેવના વરદ હસ્તે ચૌમુખજી ભગવાન અને અન્ય જિનબિંબોની થયેલી પ્રતિષ્ઠા વગેરે શુભ કાર્યો તેમજ પૂ આચાર્ય દેવના પ્રભાવ પૂર્ણ પ્રવચનોએ જનતામા અજબ જાગ્રતિ પેદા કરી હતી

## 'જૈન' નામ ભીગાવનારા કાયદો

શ્રી બાલીએ 'જૈન' નામ ઉડાવનારો એક ખરડો મહાર પાડતા તેના વિરોધની પૂ આચાયદેવની પૂનિત નિશ્રામા જગી સભા યોજાઈ હતી અનેક વકતાઓના પ્રવચનો બાદ પૂ મહારાજશ્રીએ ઓજસ્વી ભાષણ આપ્યુ હતુ મુબઈ તેમજ પરાના આગેવાન ગૃહસ્થો ઉપરાત માનવ મેદનીની ઠઠ જામી હતી ભાયખલામા પણ પૂ આચાર્યદેવની અધ્યક્ષતામા એક જગી સભા ઉપરોક્ત બીલના વિરોધમા યોજાતા શરૂઆતમા અનેક વકતાઓ તમજ પૂ મુક્તિવિજયજી મ૦ તથા પૂ પ શ્રી પ્રવીણવિજયજી મહારાજે જોરદાર ભાષણ આપી વીરોધ કર્યો હતો અન્ય મુનિગણે પણ પ્રવચનો આપ્યા હતા અતે પુ આચાર્યદેવે પ્રભાવિક પ્રવચન આપ્યુ હતુ જેની અસર ઘણીજ સુદર થઈ હતી ગેના વિરોધિ અતે તે ખરડો સરકારે રદ કર્યો હતો

મુ મ'ઇ ા પધરામણી

મબઈ લાનમાન જૈન ઉપાશ્રયમા શેઠશ્રી જીના ભાઈ પ્રતાપસી આદિ આગેવાન શૃહસ્થોની વિ તી સ્વીકારી સસ્નાગત પધાર્યા પ છી લગભગ સના માસની સ્થિરતા થતા વ્યાખ્યાનમા જાણે પર્યુ ષણ પર્વ ન ચાલતા હોય તેવી જન મે ની જામતી હતી માધ્યમાગમા જીવનમા ધર્મ શા માટે એ વિષયપર જાહેર વ્યા ખ્યાન આપતા લગભગ અઢીહજાર સ્ત્રી-પુરૂષોએ લાભ લીધો હતો નવચનની જનતામા ઘણીજ ઉંડી અસર થઇ હતી

કોટમા પધરામણી

કોટ શ્રી સ ઘના આગેવાનોની વિનવણી સ્વીકારી પૂ આચાર્ય દેવાદિ કોટમા ભવ્ય સ્વાગત સહ પધારી લગભગ ૧૫ દિવસની સ્થિરતા કરતા વ્યાખ્યાનમા જનતાની ઘણી ભી. જામતી હતી જેથી માગરોળ મે શનમા પ્રવચનો થવા માડયા, એક જાહેર પ્રવચન કાનજી ખેતશીની વાડીમા થતા હજારો સ્ત્રી-પુરૂષોની મેદની જામી હતી જનતા ઉપર અજબ પ્રભાવ પડયો હતો ચાતુર્માસ માટે સ ઘની જોરદાર વિનતી થઇ હતી, ત્યાથી ભાયખલામા પણ આ માદીનો સાચો માગ ' એ વિષય પર એક પ્રવચન તેઓશ્રીનુ થતા મુબઇની જનતા મોટી સ ખ્યામા નજરે ચડતી હતી

શીવ, ઘાટકોપર તેમજ અ ધેરી વિ સ્થળોની વિનતીઓ સ્વીકારી ત્યા પણ થોડા થોડા દિવસાની સ્થિરતા કરી તેઓશ્રીએ જનતાને લાભ આપ્યા હતો

દાદર શ્રી જ્ઞાન-મ દિરના ટ્રસ્ટીઓની અત્યત વિનતી થતા બીજુ ચોમાનુ તેઓશ્રીએ જ્ઞાન-મન્દિમા કર્યું હતુ વ્યાખ્યાન માટે એક મદર મ ડપ ઉભો કરવામા આવ્યો હતો અને અનેક વિધ શાસનોન્નતિના કાર્યો થયા હતા

## વિરોધસભા

શ્રી નમિનાથજી જૈન ઉપાશ્રયના વિશાળ હોલમા જનતાની બહોળી મેદની વચ્ચે પૂ શ્રમણ મ ઘની નિશ્રામા એક મીટીગ ટ્રસ્ટ બીલના વિરોધ અ ગે ભરાતા પૂ આચાયદેવે બુલ દ અવાજથી અજબ પડકાર કર્યો હતો જોરદાર ને ઓજસ્વી ભ ષણ આપી જનતાને સુ દર દોરવણી આપી સરકારની સામે પ્રચ ડ વિરોધ કર્યો હતો

## ભિક્ષુક બીલનો વિરોધ

પૂ આચાર્યદેવે ભિક્ષુક બીલ અ ગે એક સચોટ અને યુકિત દલીલ પૂર્વક ખુલ્લો પત્ર વડા પ્રધાન શ્રી ખેર અને શ્રીયુત મોરારજી દેસાઈ ઉપર લખ્યો હતો

જેની સુંદર અસર થઈ હતી જે પત્ર મુંબઈ સમાચારમાં પ્રગટ થયો હતો, જેની હજારો કોપીઓ છપાઈ તે બીજનો ક્રમ વિરોધ કરવામાં આવ્યો હતો

## શ્રી નમિનાથજી જૈનઉપાશ્રયમાં

ચાતુર્માસ આ. પૂ. આચાર્ય વાદિ શ્રીનમિનાથજી જૈન ઉપાશ્રયમાં ટ્રસ્ટીઓની સાગ્રહ વિનંતી સ્વીકારી લગભગ ૧ માસની સ્થિરતા કરતા વ્યાખ્યાનમાં હંમેશ મોટી સંખ્યામાં શ્રોતા વર્ગ ઉભરાતો હતો રવીવાર તેમજ પર્વ દિને તો વિશાળ વ્યાખ્યાન હોલ હોવા છતા કેટલાકને પાછા જવું પડતું. બે રવીવારે બપોરના ધાર્મિક યા તેને લગતા પ્રશ્નો પૂછવા માટે ખાસ જાહેર કરવામાં આવ્યું હતુ જેથી સેંકડો સ્ત્રી-પુરૂષોએ અનેકવિધ પ્રશ્નો પૂછ્યા હતા, તેના જવાબ યુક્તિ પુરસ્સર પૂ. મહારાજશ્રીએ આપ્યા હતા ઉત્તરો તરતને તરત મળતા હોઈ જનતા ખરેખર મુગ્ધ બની ગઈ હતી તેઓશ્રીની વિદ્વતાની તેમના બહોળા જ્ઞાન-ની અને અપૂર્વ શાંતિ પૂર્વક જવાબ આપવાની રીતીએ સૌના હૃદયને ખુબજ આકર્ષી લીધા હતા

તેઓશ્રીએ ત્યાં 'આજના વાદોનો જૈન સિધ્ધાંતમાં સમન્વય' અને 'કર્મ ફીલોસોફી' એમ બે જાહેર વ્યાખ્યાન આપ્યા હતા જનતાની પડાપડી થઈ હતી

તેઓશ્રીની વિદ્વતાપૂર્ણ અજોડ વ્યાખ્યાન શૈલીએ મુબઈની જનતાને મુગ્ધ બનાવી દીધી હતી કૉન્ફરન્સના આગેવાનો તેમજ ગચ્છાધિપતિને પૂ મહારાજશ્રીએ ચોથ દારનણી આપી હતી ત્યાના જિનમંદિરની વર્ષગાઠ હોઈ પચ ક્લ્યાણી ભવ્ય મહોત્સવ ઉજવાયો હતો, ત્યાથી દાદર થઈ માટુંગા પધાર્યા હતા

## માટુગામા મહોત્સવ

શેઠ મોહનલાલ ચુનીલાલના સ્વર્ગારોહણ નિમિત્તે તેમના કુટુબીઓની વિનતી સ્વીકારી મહોત્સવ અગે પૂ. આચાર્ય દેવ તથા પૂ મુનિશ્રી ભાનુવિજયજી મ૦ વિ માટુગા પધારતા ભવ્ય સ્વાગત થયુ હતુ અને શ્રીફળની પ્રભાવના થઇ હતી તેમજ અઠ્ઠાઈ મહોત્સવ થતા પૂજાઓ, પ્રભાવનાઓ, ભાવના, રોશની વિ કાર્યો થયા હતા, સ્વ મોહનભાઈના આગળે ભવ્ય મડપમા પૂ આચાર્યદેવના પ્રવચનો થતા નરનારીગણ ઠીક સખ્યામા લાભ લેતો 'આજનુ જીવન' એ વિષય પર જાહેર વ્યાખ્યાન થતા દોઢ-હજાર સ્ત્રી પુરૂષોએ લાભ લીધો હતો

ત્યાથી મુ મબમા શેઠશ્રી જીવાભાઇ પ્રતાપસીદ્વારા સ્થાપિત શ્રી જમુબ્હેન જૈન પાઠશાળાના મેળાવડા અગે ઘણી વિનતી થતા પૂ આચાર્યદેવાદિ ત્યા

પધાર્યા અને ભવ્ય મહોત્સવ ઉજવાયો જનતાના ઘણાજ આગ્રહથી તેઓશ્રીની ૧૫ દીવસની સ્થિરતા થતા વ્યાખ્યાનમાં જન મનની ચીનાર રહેતી 'ચૈતન્ય વાદ' એ વિષયપર તેઓશ્રીએ એક જાહેર વ્યાખ્યાન આપ્યુ હતુ

## માટુંગામા મહોત્સવ

મુંબઈથી માટુંગા જન સંઘની માટુંગા-નૂતન જિનાલયની વર્ષ ગાંઠ હોઇ તે નિમિત્તે મહોત્સવ અંગે વિનંતી થતા તેઓશ્રી ત્યાં પધાર્યા હતા, અને ત્યાં તેઓશ્રીના 'અધ્યાત્મવાદ' અને 'જગત ઉત્પત્તિ વિચાર' એમ બે જાહેર પ્રવચનો થયા હતા કેટલાકોને નાણ સમક્ષ વ્રતો ઉચ્ચારાવ્યા હતા, અને નૂતન જિનાલયમાં ભવ્ય અઠ્ઠાઇ મહોત્સવ ઉજવાયો હતો

આમ મુંબઇની સ્થિરતા દરમ્યાન તેઓશ્રીએ અનેક જાહેર પ્રવચનો આપી અજબ જાગૃતિ આણી હતી અપૂર્વ ધર્મ પ્રભાવના ને શાસનોન્નતિના અનેકવિધ કાર્યો તેઓશ્રીની પુનિત પ્રેરણાના પ્રતાપે થવા પામ્યા હતા જે ચિરકાળ સુધી ઇતિહાસના પાને સુવર્ણાક્ષરે કોતરાઇ રહેશે.



-- नमो जिणाणं --

સ્થળ ભાયખલા શ્રી જિન મંદિરનો વિશાળ રંગ મંડપ
સમય ૨૦૦૫ તા૦ ૧૬-૫-૪૯ વૈશાખ વદ ત્રીજ રવિવારે
સવારે ૯ વાગે

# "આબાદીનો સાચો માર્ગ"

પૂજ્યપાદ અજોડ વ્યાખ્યાતા આચાર્યદેવ શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજે ભાયખલાવાળા ભાઈઓની વિનતીને માન આપી "આબાદીનો સાચો માર્ગ" એ વિષય પર જનતાની બહોળી મેદની વચ્ચે જાહેર વ્યાખ્યાન આપ્યું હતું ? પૂજ્યપાદ સિધ્ધાંતમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજના વિદ્વાન શિષ્યરત્ન પૂ. મુનિરાજ શ્રી ભાનુવિજયજી મહારાજે તે વ્યાખ્યાન ઉતારી લીધું હતું તેમના આ શુભ પ્રયત્નથી આ જાહેર વ્યાખ્યાન પ્રગટ કરવા અમો ભાગ્યશાળી થયા છીએ

પ્રારંભમાં-પૂ. આચાર્યદેવના મંગળાચરણ પછી પૂ. વિદ્વાન મુનિરાજ શ્રી ભાનુવિજયજી મહારાજે ટુંક પણ લાક્ષણિક શૈલિએ પ્રસ્તાવના કર્યા બાદ પૂ. મુનિરાજ શ્રી કીર્તિવિજયજી મહારાજે પણ પ્રાસંગિક ટુંક વિવેચન કર્યું હતુ ત્યારબાદ પૂ. આચાર્યદેવેશે ગંભીર નાદથી અસરકારક શૈલીથી પ્રવચન શરૂ કર્યુ હતુ



# "આબાદીનો સાચો માર્ગ"

મહાનુભાવો ! આજના જાહેર વ્યાખ્યાનનો વિષય "આબાદીનો સાચો માર્ગ" એ રાખવામાં આવ્યો છે

## આબાદી એટલે શું ?

આબાદી એટલે શું ? આબાદી એ પ્રસિદ્ધ શબ્દ છે આબાદી જોઈએ એવું તો નાના નાના છોકરાઓ પણ બોલતા હશે પણ આબાદી એટલે શું (૧) એના ઉપાયો કયા ? (૨) એનાં મૂળ સાધનો અને ઉત્તર સાધનો કયા ? (૩) તથા એ બન્ને પ્રકારના સાધનોના પોષક તત્વો કયા આ ત્રણેય મુદ્દાથી આ વિષય વિચારણીય છે આબાદી શબ્દનો અગર વિચારીએ તો તેના ત્રણ અર્થ નીકળે ૧ રક્ષણ ૨ વ્યવસ્થા અને ૩ વૃદ્ધિ આ ત્રણેય શબ્દોમાં આબાદીનો અર્થ આરોપાએલ છે જે સુરક્ષિત હોય તે પોતાને આબાદ માને છે તેમજ જેને રિદ્ધિસિદ્ધિ સારી રીતે મળ્યા હોય તથા વ્યવસ્થિત હોય કે જેથી પોતાને શાંતિ હોય તે પણ પોતાને આબાદ માને છે જણાવે છે ને ગણાવે છે, વળી ઘરમાં એકનાં લગ્ન થવા તેને પુત્રાદિ પરિવાર થયો, કુટુંબ વધ્યું, એટલે એ પણ કહે છે કે અમે આબાદ છીએ આમ વૃદ્ધિમાં પણ આબાદી માને છે એટલે કે સુરક્ષા એ પણ આબાદી નિશ્ચિંતતા નિર્ભ

યતા એ પણ આબાદી વૃદ્ધિમાન થવુ એ પણ આબાદી, આબાદી આમ ત્રણ પ્રકારે છે શ્રી ઠાણાગ સૂત્રમા આચાર્ય ભગવાનને ગચ્છમા વ્યવસ્થા રાખના ર કહ્યા છે વ્યવસ્થા વેષ્ટિત ગચ્છ આબાદ કહેવાય છે

## તો પરિણામ શુ આવે?

આજે લોકો એકજ વાત કહે છે અને જ્યા ત્યા તમે એજ સાભળશો અખબારોનો પણ એજ પ્રચાર છે જે તે લોકો વારવાર જે જાહેર કરે છે તે એ કે ' આઝાદી તો આવી પણ હજી આબાદી નથી આવી જરૂર તમામ લોકો આશામા બેઠા છે આબાદી આવશે પણ જો તેમના જાણુવામાં આવે કે આબાદી તો નહિ પણ બરબાદી આવશે, બરબાદી તો તો ધમાન થઈ જાય, આબાદી મળે અને બરબાદી ટળે એવી આશા જરૂર સૌને હોય પણ એવી આશા રાખનારે સાથે સાથે એ પણ ધ્યાનમા રાખવુ જોઇયે, કે જો આબાદી જોઇતી હોય તો આબાદીનાં સાધનો ઉભા કરવા જોઇયે તેમજ તેના સાધનો વધારવા જોઇયે તેના બદલે આજે સાધનો બરબાદીના ઉભા કરાય છે અને વધારાય છે તો તેનુ પરિણામ શુ આવે? આબાદી મળશે નહિ અને બરબાદી ટળશે નહિ પણ આપણે મગીશુ

આબાદી તો ત્યાં, તથા ત્યારે કહેવાય કે જ્યા જે તથા જ્યારે સુરક્ષિતતા સુ વ્ય્વસ્થ, શાતિ તથા તેની પરિ

સ્થિતિની વૃદ્ધિ હોય

## અહિંસક જીવન ક્યારે ગણાય?

આબાદીના મૂળભૂત સાધનો ત્રણ છે (૧) અહિંસા (૨) સત્ય અને (૩) નીતિ, અહિંસા એટલે પ્રાણીમાત્રનુ રક્ષણ અથાત્ નાના કે મોટા તમામ પ્રાણીનુ રક્ષણ કરવુ કોઈ જીવને મારવો નહીં યાવત્ દુખ પણ આપવુ નહિ, એનુ નામ અહિંસા વિચાર ઉચ્ચાર તથા આચાર ત્રણેયમા અહિંસા જોઈયે પ્રવૃત્તિમાં જેવી અહિંસા તેવીજ અહિંસા વાણીમા તેમજ તેવીજ અહિંસા મનની વિચારણામા હોવી જોઈયે કોઈને દુખ થાય એવુ બોલવુ નહિ કોઈનુ બુરુ ચિંતવવુ નહિ મનથી પણ હિંસક યોજનાઓ (ઘડવી) નહિ તથા હિંસાની-હિંસક સાધનોની યોજના આદિની પ્રશંસા કરવી નહિ આનુ નામ અહિંસા હિંસાનો વિચાર પણ જેમાં ન થાય લેશ પણ કલેશકર વચન ન બોલાય તો પછી શરીરથી કોઈપણ જીવને મારવાની વાત તો હોયજ શાની? જેના મનમા અહિંસા જીવતી જાગતી (જ્વલંત) હોય અને કાયાથી હિંસક પ્રવૃત્તિનો અભાવ હોય ત્યારેજ અહિંસક જીવન ગણાય

## ભૂતકાળમા આબાદી શાથી હતી તે તપાસો તો ખરા?

ભૂતકાળના ઇતિહાસ તરફ નજર કરો હિંસા નહોતી

એમ નહિ પણ ઘણીજ ઓછી હતી કસાઇઓ પણ હતા હોતા એમ નહિ પણ તે વખતે ઘોર હિંસા ન્હોતી આજે મશીનોનો યુગને ? (યંત્રવાદ) એમા એક કનાકમા હજારો તથા લાખ્ખો પ્રાણીની હિંસા રોજની કેવી અને કેટલી કારમી હિંસા ? આ આજનુ વિજ્ઞાન ? શુ આનાથી આબાદી મળશે ? કે હશે તે રહેશે કે જશે ? પ્રાચીન કાળમા આવુ વિજ્ઞાન ન્હોતુ એમ નહિ તેના જ્ઞાતાઓ પણ હતા પણ એમના હૃદયમાં દયા વસેલી હતી એ જ્ઞાની, વિજ્ઞાનીઓ દયાળુ હતા, એમને આવા વિજ્ઞાનમા-મહાહિંસા દેખાતી હતી તેમજ મહાન બરબાદી જણાતી હતી એટલે તેઓ એ વસ્તુ (એવુ વિજ્ઞાન) ગુપ્ત રાખતા હતા એજ કારણ છે કે એ કાળે આબાદી અદ્ભુત હતી તે વખતે હવાખડીઓ ન્હોતા રોજના એક આનામા તો સારી રીતે જીવન નિર્વાહ થઇ શકતુ હતુ

## દુનિયા આગળ વધી રહી છે પણ કઇ તરફ?

આજે દુનિયા આગળ વધી રહી છે આગળ વધી ... આમ બધાય પોકારે છે પણ કહો કઇ તરફ ? માર્ગ મેં આગળ વધે પણ દુનિયા કયા માર્ગે આગળ વધી રહી છે? એક રસ્તો જંગલ તરફ આગળ વધતો હોય કે ત્યા જનારને વાઘ વરુ આદિ હિંસક જાનવર પ્રાણીઓ ખાઈ જાય બીજો રસ્તો નગર તરફ આગળ વધતો હોય કે ... જનારથી ઋદ્ધિ સમૃદ્ધિ મળે દુનિયા આગળ વધી રહી

છે પણ જરા થોભો-જરા વિચારો કે આબાદીના માર્ગે આગળ વધી રહી છે કે બરબાદીના માર્ગે? તા ૩-૪-૪૯ ના મુબઈ સમાચારના સાપ્તાહિક પત્રમા એવા સમાચાર 'વિચિત્ર તહોમત' એ શિર્ષકથી હતા જેમાં જણાવે છે કે ઇટાલીમા ૮ વર્ષના એક બુઝર્ગ (વૃધ્ધ) આદમી પર એવો આરભેન ચળવળથી ઘણા લોકો ગુ હો કરતા અટકી ગયા જેથી અ ાલતો તથા પોલીસ વગેરે વર્ગ નમામો થવાનો ભય ઉભો થયો બસ આ કારણના અગે અદાલતમા એ બુઝર્ગ (હિતોપદેશક) પર કેસ કરવામાં આવ્યો એ એનરીકો માલાટેસ્ટ' નામના શખ્સને આ તકસીર (ગુના) બ ન છ મહીનાની કેદની સજા કોર્ટે ફરમાવી કહો આજની દુનિયા આગળ વધી રહી છે તે આનુ જ નામને? આ આજનો કાળ? આવા કિસ્સાઓ બને છે છતા ત્યા કોઇ આ બાબત ની ટીકા કરતુ નથી કોઇ તેનો વિરોધ કરતુ નથી કે આવા હિતોપદેશકને શાની સજા? બોલો દુનિયા આગળ વધી રહી છે કે પાછળ?

## પૂર્વકાળમા સત્યની પ્રાપ્તિ કેવી અજબ હતી!

આપણા પર પણ કદાચ આવી સજાનો પ્રસગ આવી જાય પણ તેથી નાહિમત નહિ થવાય વધુને વધુ જોરદાર બનજો,

न्यायात् पथ प्रविचलन्ति पद न धीरा '—

અહિંસા સત્ય અને નીતિના ઉપાસકો ધીર હોય આ ત્રણ તત્વો આબાદીના મૂળ સાધનો છે

પ્રચલિત પુરાણા સૂત્રો પણ યાદ કરો 'सत्ये नास्ति भय क्वचित् यत्र धर्मस्तत्र जय' આ શું સૂત્રો શું સૂચવે છે? એ સૂત્રો એ સૂચવી રહ્યા છે કે-પૂર્વકાળમાં સત્યની પ્રાપ્તિ અજબ હતી વેશ્યા પણ અનીતિનું ધન લેતા સંકોચાતી હતી નંદિષેણ મુનિએ તણખલાને તોડતા (જે આ અર્થ-લાભ એમ કહેતા) પોતાના આંગણે સાડાબાર ક્રોડ ધનના સિક્કાની વૃષ્ટિ થઈ ત્યાં એ વેશ્યા મુનિને શું કહે છે? આ ધન મને ન ખપે, એ ધનના સ્વામી આપજ છો જાઓ કાં તો અમર અહીં રહેતા હો તો મને, અ યથા આપ આ ધન લઈ જાઓ મને ન ખપે તમારે આવો પ્રસંગ પ્રાપ્ત થાય તો શી દશા? સાડાબાર ક્રોડ જેટલી મીલ્કત મફત મળતી હોય, કોઈ આપતું હોય વા અના યાસે મળતા હોય તો આનાકાની કરો ખરા? અરે આપ વાની વાત અનશ પણ કોઈ જમા મૂકી ગયો હોય અને એ વ્યક્તિ નાવારસ મરી જાય તો પુરી થાય કે રકમ પચી હજમ થઈ જાનો આવી ભાવના જ્યાં હોય ત્યાં આબાદી આવે ખરી? પુનકાળમા અહિંસા, સત્ય તથા નીતિ ત્રણેય જોરદાર હતા માટે આબાદી પણ ખુબજ હતી

આબાદી બધી ચીજોમાં પણ શુક્રવાર કેમ?

આજે પણ આપણને એ પૂર્વની આબાદી જોઈએ છે ને?

રોજના એક આનામાં શુ શુ મળે ? શુ શુ ન મળે એ પ્રશ્ન હતો ? એક આનામા તો ઘી, દુધ સાકર, પકવાન્ન આ તમામ વસ્તુઓ માત્ર રોજના એક આનામાં ! માસિક ખર્ચ બે રૂપીયા પણ નહિ માત્ર રૂ ૧-૧૪ આના એવા પણ બચત થાય બે દિવસ મજૂરી ન મળે તો પણ મજુર લ્હેર કરે અને આજે-આજે એ આઝાદી જોઇએ છે ખરી એવુ સુખ જોઇએ ખરૂ પણ એવો માર્ગ જોઇએ છે ? આજે બે રૂપીયામાં કેટલા દિવસ ચાલે ? બીડી સીગારેટ, ચ્હા વગેરે આમાં પણ આટલા પૈસે તોટો રહે આજે મળતી મોઘી ચીજોમા પણ શુક્રવાર (બની્વાર) કેવો ? ઘીમાં ભેગ દુધમાં પાણી સાકર પણ રીકટી મીઠાશનુ ઠેકાણુ નહિ જે ખાઓ પીવો તે એવા કે ઉનગી થાય એવુ લાગે, આઝાદી, આગળ વધવુ આજ ( જે ગણો કે જે કહો તે આ જ તે ?

## કરુણ તેનુ કાર્ય

વાસ્તવિક અહિંસા સત્ય નીતિને સદાચાર વિના આઝાદી મળે કયાથી ? પૂર્વકાળમાં અહિંસા એવી વ્યાપક તથા જીવંત જાગતી હતી કે નિરપરાધને તો મરાય જ નહિ, દયા એવી પ્રબળ હતી કે લડાઇમાં પણ એવો પાળુ યોદ્ધો દુશ્મન પર પહેલો ઘા ન કરે આ હતી પૂર્વકાળની દયા અને હતો આમ થાય

નિરપરાધ ભૂલથી પણ મરાઇ જાય તેનો એ કે

થતો હતો તે માટે લક્ષ્મણજીનું દૃષ્ટાંત પ્રસિદ્ધ છે જેમકે શબુક જ્યારે ચંદ્રહાસ ખડગની સાધના કરતો હતો, એ સાધના કેવી હતી? સવારથી તે મધ્યાહ્ન થાને બે પ્રહર સુધી ઝાડની ડાળે ઊંધે મસ્તકે લટકવું ત્યારબાદ એક ટંક ભોજન કરવું તે પણ સાડાબાર વરસ ને સાત દિવસ સુધી કરવાનું હતું પૌરાણિક સિદ્ધિ કે જેની સિદ્ધિ થવામાં પણ શંકા, આવી શારીરિક સાધનાઓમાં પણ આટઆટલી મહેનતને તપશ્ચર્યા કરવામાં આવે ત્યારે તું આત્મકલ્યાણની સાધનામાં તેની સિદ્ધિ માટે જરાય પ્રયાસની જરૂર જ નહિ? મોક્ષ માટે બાહ્ય સાધનાની જરાય જરૂર નથી એવું કહેનારા વિચારી જ ગણી છે

હવે શબુકની સાધનામાં માત્ર ત્રણ જ દિવસ બાકી હતા, તેવામાં બનવાકાળ ત્યાં લક્ષ્મણજી આવી ચડ્યા તેમણે ત્યાં અધ્ધર લટકતું ચંદ્રહાસ ખડગ જોયું તેમજ મ્યાનથી બહાર મળ્યું આ કેવું સરસ છે એમ વિચારી તેમને પરીક્ષા કરવાનું મન થયું, નવી વસ્તુ મળે ત્યારે સૌને જોવાનું મન કયા નથી થતું? આ કેવું તીક્ષ્ણ છે તેની પરીક્ષા કરતા લક્ષ્મણજીએ વાસની જાળીમાં ખડગ ચલાવ્યું જાણી તો કપાઈ પણ દુર્દૈવવશાત્ સાથે સાથે શબુકનું મસ્તક પણ કપાયું અરરર આ મેં શું કર્યું, બિચારા નિર્દોષ સાધકને મેં માર્યો? આ દુઃખ લક્ષ્મણજીથી સહજ બોલાઈ ગયું ચંદ્રહાસ મળ્યો તેમનો આનંદ ઊડી ગયો લક્ષ્મણજી

ત્યાંથી પોતાના વડીલ બંધુ શ્રી રામચંદ્રજી પાસે આવી બનેલ વ્યતિકર કહી ભારે ખેદ દર્શાવે છે પૂર્વ યુગની વાત જ જુદી હતી અનીતિથી ક્રોડોનું ધન મળતું હોય તો પણ ન જોઈએ એ હતી એમની નીતિ એવી પ્રાપ્તિમાં રાજી નહિ બકે અજાણે થયેલી અનીતિનો ભારે ખેદ થતો, અજાણે પણ થયેલી હિંસાનો પારાવાર પશ્ચાતાપ થતો આવી ઉચ્ચ સ્થિતિ હતી માટે તે જમાનામાં એક આનામાં પણ પૂર્ણ જીવન વ્યવહાર ચાલે તેવી આબાદી હતી માટે જેવું કારણ તેવું કાર્ય

## ઉલટો પલટો

આજે સૌને આબાદી જોઈએ છે પૂરેપૂરી પણ તેના કારણ રૂપ અહિંસા સત્ય ને નીતિ જોઈતી નથી ચિંતન રહ્યું નથી અને મશીનોથી ખેતી કરો નહેરોના પાણી લાવો પણ તોય પડે ને ખેતી સાફ! પૂર્વે મશીનો હોતા ન્હોતા નહેરો હોતી પણ વરસાદ કેટલો! અને પાક કેટલો! તંગી તો શું પણ આ દેશનું અનાજ બહાર જતું હતું જ્યારે આજે અહીં જ પૂરું પડતું નથી કેવું પરિવર્તન! ઉલટો પલટો

## પરસ્ત્રી પ્રત્યે કેવો નિર્વિકાર ભાવ

શંબૂકનું મસ્તક પોતાના હાથે અચાનક અજાણતાં કપાઈ જવાથી લક્ષ્મણજીને અસીમ દુઃખ થયું શંબૂકની માતા

ચંદ્રનખા વિદ્યાધરી હતી પુત્રની વિદ્યા સિધ્ધિની સાધનાનો સમય પૂરો થતો હોવાથી ત્યાં આવી ત્યાં તેણીએ પુત્રનુ મસ્તક કપાયલુ જોયુ એને ખૂબ કોપ ચઢ્યો મારા પુત્રને કોને હણ્યો એની શોધ કરતા રામચંદ્રજીને જોયા જોતાંજ ચંદ્રનખા રામચંદ્રજીના રૂપમાં મુગ્ધ બની જાય છે પુત્રના મરણથી કોપ અને શોકને તો તે કયારની વીસરી ગઇ અને રમણ કરવા માટે રામચંદ્રજી ને પ્રાથના કરી શ્રી રામચંદ્રજીએ કહ્યુ (પાસે જ બેઠેલાં સીતાજી તરફ આંગળી કરી) તો પરણેલો છુ તેણી આ સાભળતા જ વિનમી પછી બાજુમા લક્ષ્મણજી પાસે જઇને તેમને પોતાને પરણવા માટે વિનવવા લાગી, લક્ષ્મણજી એ જવાબ આપ્યો કે- પ્રથમ તું મારા મોટા ભાઇની પાસે પરણવાની પ્રાર્થના કરી ચૂકી છે તેથી તુ મારી ભાભી ગણાય તેથી હવે મારાથી તને ન પરણી શકાય ત્યાંથી ચંદ્રનખા પાછી ફરે છે આપણે અહીં આ એ કહેવાનુ છે કે-પરસ્ત્રી પ્રત્યે કેવો નિર્વિકાર ભાવ કેવો ઉત્કૃષ્ટ સદાચાર ધ ૨ છે લક્ષ્મણજીને

## હિંસા, અસત્ય અને અનીતિ, આ તો બરબાદી કરનારો બદીઓ છે

પરમાર્હત્ શ્રી કુમારપાળ મહારાજાના રાજ્યમાં દુકાળનુ નામ ન્હોતુ, તેમણે પોતાના રાજ્યમાંથી સાતે વ્યસનોના પુતળા કાળી બહાર ફગાવી દીધા હતા યાને સાતે વ્યસનોને એમણે દેશનિકાલ કર્યા હતા આજે તો દુકાળ ઉપર

દુકાળ, સુકાળ નુ નામ નહિ? કહ્યુ છે કે–

अपूज्या यत्र पूज्यन्ते पूज्यपूजा व्यतिक्रम ।
त्रीणि तत्र भविष्यन्ति दुर्भिक्ष मरण भयम ॥

જેઓ ત્યાગી નથી સદાચારી નથી સત્યવાદી નથી અને નીતિમાન નથી એવાઓ જ્યાં પૂજાય અનાચારીઓના બહુમાન સત્કારાદિ થાય અને પૂજ્ય પુરુષોની, સાચા ત્યાગી મહાત્માઓની, અવગણના થાય ત્યા દુર્ભિક્ષાદિ થાય એમાં શી નવાઇ?

ખરેખરી આર્થિક તંગી આવે પણ એના કારણો બારીક દૃષ્ટિએ તપાસો આમ કેમ બને છે તંગી શાથી આવી કારણ એકજ અનીતિ વધી ગઇ

નીતિ શાસ્ત્રમા પણ કહ્યુ છે કે–

अन्यायोपार्जित वित्त दश वर्षाणि तिष्ठति ।
प्राप्ते त्वेकादश वर्ष समूलं तत विनश्यति ॥

અન્યાયથી ઉપાર્જન કરેલુ ધન અધિકમા અધિક રહે તો દશ વર્ષ રહે પછી તો નજ રહે અગીઆરમુ વર્ષ બેસતા તો એ તો જાય પણ પ્રથમનુ સંઘરેલુ પણ સાથે સાથે ચાલ્યુ જાય મતલબ કે સમુળગુ ચાલ્યુ જાય અનીતિનુ ધન એક યા બીજી રીતે ચાલ્યુ જાય એ નિશ્ચિત વાત છે ધન હોય ત્યારેય સુખશાંતિ છે? કહેવુ જ પડશે

પણ નથી આ જાણે કે અમુક પામે કો ની મી કત છે પણ વિચારાને ક્રોડ વિ તાઓ હશે અનીતિનુ ધન ઉડવાનુ જ? માટે સમજો કે હિંસા અનીતિ ને જુઠ વગેરે આબાદ કર નાર નથી પણ એ બરબાદીના મુળ કારણો છે

આ છ આબાદીના મૂળ કારણો

આબાદીનો સાચો માર્ગ અહિંસા સત્ય, તથા નીતિનુ પાલન એ છે જ્યારે જ ગતમા દયાનુ પાલન વધશે ને હિંસા ઘટશે સત્ય ફેલાશે ને જુઠ ઓછુ થશે નીતિ પ્રસરશે ને અનીતિ ભુંસાશે ત્યારેજ આબાદી આવશે આબાદીનાં આ મૂળભૂત સાધનો છે પ્રાચીન કાળમા એ ત્રણેય મજબુત હતા ત્યારે આબાદી પણ ખુબ હતી, સંગીન હતી એ કાળ (યુગ) આબાદીનો હતો ત્યારે મજુર વર્ગ પણ સુખી હતો એને પણ રહેવા માટે પોતાનુ ઘર હતુ આ વાત તો માત્ર દુનિયાની આબાદીની થઇ આત્માની આબાદી તો જુદીજ છે આત્મામાં રાગદ્વેષના તો ફાન ન હોય કર્મનો ઉપ વ ન હોય એનુ નામ આત્માની આબાદી, આત્માની આબાદીનો માર્ગ પણ એજ અહિંસા, સત્ય અને નીતિ પગામ મજ્જા યમાં કહ્યુ છે કે-આ માર્ગ કેવો છે તો કે नेआउअ- याय સપ ન આ માર્ગ છે

અભ્યંતર કે બાહ્ય ઉભય પ્રકારની આબાદી માટે (ગમે તે પ્રકારની આબાદી માટે) પ્રથમ-મુળ કારણ અહિંસા

છે અતિ સાના ોાણાર્થે સત તથા નીતિ છે આ રે આમાદીના મુળ કારણો–

આબાદીનુ ઉત્તર કારણ સાદુ જીવન, તથા ઉપકાર વૃત્તિ છે

હવે આપણે ઉત્તર કારણોને વિચારીએ–સાદુ જીવન એ આબાદીનુ ઉત્તર કારણ રે અતિ ખચાળ જીવનથી તેમજ વ્યસની જીવનથી બચવા થવાય છે એક વ્યક્તિ ગેટલી–દાળ માત્રથી ચલાવે રે જ્યારે બીજાન તે ભાવતુ નથી. એને તો સવે ચટણી–પટણી જોઇયે મિષ્ટાન જોઇયે, માવ –મસાલા જોઇયે એમા આબાદ કોણ થાય ? અને બરબાદ કોણ થાય ? અ વિા ઘણી દવાઓથી ન મટનારા દમનો વ્યાધિ મારવાડના હવા પાણીથી મટી જાય છે મારવાડનો ખોરાક જાણો છો ? ત્યાનુ મે ટ કનુ ભોજન તે પણ સાદુ–તમને અતિ આ તેનુ ત્રણ વિસ સુધી ચાલે તઓ શરીરે પણ અનમસ્ત ? પાચ કોસ તો રમતા–રમતા ચા યા જાય આ નો ગણાયા સાધક હેતુ અને પાત્ર એના પ્રસાધક હેતુમા આવરી–તૃષ્ણાનો અભાવ સાદુ જીવન એટને ખોરાક પણ સાદો વસ્ત્રો પણ સાદા, વચનમા પણ સાદાઇ વર્તનમા પણ સાદાઇ

સભામાથી–પ્રશ્ન ખોરાક વસ્ત્રાદિમા તો અહિ આ અમારા જીવનમા તો સુધારો છે કે આથી ઉલટુ જ છે

ઉત્તરમા જણાવાયુ કે–માટેજ બરબાદી છે ને ? એ સુધારો પોષવા પૈસા પુરા મળતા નથી એને અનીતિ પણ કરવી પડે છે જુઠનો આશ્રય લેવો પડે છે અને ચા લકતી નથી સાદુ જીવન હોય તો આ ન થાય

## મનમા, વચનમા, ને તનમા (જીવનમા) સાદાઇની સ્થાપના કરજો

સાદા જીવનવાળાને સાદાઇ દીલથી સદી ગઇ હોય એનુ મન–અહંકાર વગરનુ હોય આજે તો મોટી મોટી ડફાસ મારવી છે ને રવુ કરાવવુ કઇ નથી, એ સાદુ મન ન કહેવાય વચનમા સાદાઇ એટલે એની વાણીમા દંભ નહી, જેના જીવનમા આડબર નથી, મનમા મિથ્યા ગર્વ નથી, વાણીમા દંભ નથી એ જીવનમા માનજો કે સાદાઇ બિરાજમાન છે આવા માણસને આબાદીના માર્ગે કહેશો ? કે બરબાદીના માર્ગે ? કોઇપણ એને બરબાદીના માર્ગે નહી કહી શકે, ખાલી મોઢાની વાતથી ન ચાલે હા હા તો સૌ કરે પણ એથી દહાડો શો વળે ? જીવનમાં ઉતારવુ પડશે સાદુ જીવન ગુમાવ્યુ એટલે દશા કેવી થઇ જ્યા કોરી છાશ સાથે રોટલા ગટગ દઇને ઉતરી જતા અને વળી અલમસ્ત રહેવાતુ ત્યાં રોટલી, દાળ તથા શાક પણ સીધા ગળે ઉતરતા નથી એમાંય ચટણુ–પટણી અથાણા, છુદા મુરબ્બા, વગેરે જોઇયે છે છતા શકિત કેટલી ? શરીર મજબુત કે

કમજોર ? શરીર તો એટનુ ્મજોર કે ખમાસમણો પણ ન દેવાય ? શરીરની મજબુતાઇ વધારે કોની છે એ જોવુ હોય તો જગે મારવા મા ત્યા તમને જોવા મળશે અને એનેથી ખાત્રી ન થાય તો કુસ્તી કરી જોજો, એને અનુભવ મગર માલિમ મગશે

## પરસ્ત્રી લપટનાનુ પાપ કેવુ ?

ગવણ જેવો મોટો રાજની ત્રણ ખડનો રાણો જબ્બર દસ્ત શકિતશાળી ભલભલા શકિતમાનોને હફાવનારો ને પછા પાડનારો એ–પણ વિનાશ પામ્યો શાથી ? પરસ્ત્રી લપટતાથી એનો પણ ગર્વ ગળી ગયો રાજ્ય ગયુ જીવન ગયુ અને એ રાવણ આજે ચોથી નરકમા સબડે છે કહો ? સવારે ઉઠતા તમને કોઇ ાવણનુ નામ સભળાવે તો ગમે ? ન ગમે–કેમ ન ગમે ? એ પરસ્ત્રી લપટ બન્યો માટે ને ? પરસ્ત્રી લપટ મનુષ્ય કેટલો નીચ કે એનુ નામ પણ ન ગમે તમારૂ નામ કોઇ લે તમને યાદ કરે તેવુ ગમે કે ન કરે તેવુ ગમે ?

## ઉપકાર એ પણ આબાદીનુ સાધન છે

ઉપકાર એ પણ આબાદીનુ ઉત્તર સાધન છે કોઇ ભાઇ કોઇ વસ્તુ વ્હેચતા તમને આપવાનુ ભૂલી ગયો ભલે પણ તમે વ્હેચતા એને ન ભૂલશો અપકારી ઉપર પણ ઉપકાર કરવો જોઇએ

अपकारिषु य साधु ससाधु सद्भिरुच्यते।
उपकारिषु य साधु साधुत्वे तस्य का गुण ॥

અર્થ—અપકારિ પ્રત્યે જે સાધુ છે તેજ સાધુ યાને શ્રેષ્ઠ કહેવાય છે ઉપકારી પ્રત્યે સાધુ હોવામા-સાધુપણામા શો ગુણ છે?

આ મેવા એ મેવા ગણાય?

એક શેઠના ત્રણ દીકરા હતા શેઠ પાસે લાખ્ખોની મીલ્કત હતી શેઠે આખી મીલ્કત ત્રણેયને વ્હેચી આપી તેને સા બાપ છ માસ રહે દરેકે બાપને ૭ માસ રાખવા આવી યોજના ઘડાઇ કહોને–બાપના વારા બધાના વ્હેચતી વખતે તો વારા બધાય પણ પછી બાપની દશા કેવી થાય? પણ આ શેઠ પાકા હતા સૌને ત્યાં પોતાની મેવા થાય તેવી પરિસ્થિતિ રીતે રાખી હતી

શેઠની પાસે ક્રોડની કિંમતનુ એક માણેક હતુ શેઠે તે કોઇનેય ન આપતા પોતાની પાસે રાખ્યુ હતુ ડોસા પાસે કિંમતી માણેક રહી ગયુ છે તે ત્રણેય છોકરા જાણતા હતા એટલે તેઓ તથા ઠોકરાની વહુઓ શેઠને સાચવવામા હવે કમીના રાખે ખરી? કહોને હરિફાઇ કરે વૃદ્ધ શેઠ સારી રીતે સચવાય કે કારણ કે સારી સેવા કરનારને એ લાભનો (માણેક) માલ મળે એવુ પ્રલોભન સૌની નજર આગે હતુ

ઓનો આ સેવા એ સેવા ગણાય ?

## સતોષીજ પરમ સુખી છે

મોટો દીકરો પોતાના મનમા વિચારે છે કે . મોટો છુ માટે આ માણેક પર મારો હક વધારે મનેજ એ મળવુ જોઇએ પણ નાના છોકરા ઉપર વધાર પ્રેમ હાઇ બાપ કદાચ એને આપી દે તો ? જ્યારે આ માણેકની કિમત ગણીને વ્હેચણીમા નથી રખાયુ એટલે રોક એ માણેકને ગમે તે એકનેજ આપશે એમ રહેજે મનાય, મોટો દીકરો વયમા મોટો તો ખરો પણ એની ભાવના કેવી છ ? પોતાને નાના ભાઇ પર પ્રેમ હોત તો એને આવો વીચાર આવત ? કેવો તુચ્છ વિચાર પણ ઉચ્ચ વિચાર કયારે આવે ? સતોષ હોય ત્યારેજ માટે સતોષીજ પરમ સુખી છે

એક રાજસભામાં વાગ્ હરિફાઇ ચાલે છે એક બીજા પરસ્પર મ્હાત કરવા વાદ હરિફાઇમા ઉતર્યા છે એક છે નવો પડિત જેનુ નામ મદન હતુ અને બીજા જુના પડિતનુ નામ હરિહર હતુ સભામા મદન પડિત હરિહરને કહે છે–

हरिहर ? परिहर गर्वं कविकुल गजानामङ्कुशो मदन
मदनाच्छादय वदन हरिहरेण कृत किं न स्मरसि

અર્થ–હે હરિહર તુ ગર્વને છોડ કવિના સમ ાયરૂપી હાથીઓના માટે અ કુશરૂપ આ મદન આવી ચઢ્યો છે ત્યારે

હરિહર જવાબ આપે છે કે હે મદન તું ત્હારૂં મોઢું ઢાંક ત્હને શરમ નથી આવતી કે હરિહરે ત્હારા માટે શું કર્યું છે એણે મદનને બાળી નાખ્યો છે (અહીંયા મદન-એટલે કામદેવ અને હરિહર એટલે મહાદેવ એ અર્થથી હરિહર જવાબ આપે છે કેમકે પૌરાણિક ઘટનાના હિસાબે મહાદેવ જીએ મદનને બાળી નાખ્યો એવી કિવદંતી છે

## સાચી ચતુરાઈનું માપ શાના પર અવલંબે છે?

રાજા મનમાં સમજે છે કે આ બન્ને હરિફો બરાબર સમોવડીઆ છે પછી તો પરસ્પર વાણી વિલાસ આગળ વધ્યો

હરિહર પુછે છે त्व कोऽसि તું કોણ છે

મદને—अहं ज्ञान घटोऽस्मि હું જ્ઞાન ઘટ છું

હરિહરે-यदि त्वं ज्ञान घटोऽसि तर्हि अहं मुद्‌गरोऽस्मि

અગર તું જ્ઞાન ઘટ છે તો હું મુગર છું અર્થાત્ તને ફોડી નાખીશ

મદને—यदि त्वं मुद्‌गरोऽसि, तर्हि अहं वह्निरस्मि

અગર તું મુગર છે તો હું વહ્નિ એટલે આગ છું મતલબ બાળી નાખીશ

કર પત્થર સે યુદ્ધ ઘાવ બરછી કે ખાયે
નીકલ ભયે જબ પાર તબ હમ બડે કહાયે "

મતલબકે- વડા કહે છે અમે પહેલા મર્દ હતા યાને પુલ્લિંગ હતા કારણ કે મગ વગેરે શબ્દ પુલ્લિંગ વાચી છે હિંદીમાં એજ લિંગ વપરાય છે (નપુસક લિંગ હોતો નથી) ત્યાર પછી તે વડા કહે છે કે અમે નાર કહાના એટલે સ્ત્રી લિંગમાં આવ્યા (મગની દાળ વગેરે સ્ત્રી લિંગ શબ્દ છે) ત્યાર બાદ ગંગામા સ્નાન કરાયા મતલબ પાણીમા પલાળવામાં આવ્યા) મેલ બધો દૂર કરવામા આવ્યો એટલે ઉપરના ફોતરા કાઢી નાખવામા આવ્યા પછી પત્થરની સાથે જંગ કરવામાં આવ્યો યાને પત્થર ઉપર દાળને વાટવામા આવી ત્યારબાદ ગરમ ગરમ તેલની કડાઇમા અમને નાખ્યા યાને ગરમ તેલમા અમને તળ્યા છેવટે પણ મોટા ઝારાના સોયા ઘોચી-ઘોચી બહાર કાઢવમાં આવ્યા ત્યારે અમે બડા કહેવાયા

વડા એટલે મોટા કયારે થવાય એ આ વડાના દૃષ્ટાંતથી કવિ આબાદ રીતીએ સમજાવે છે જીવન શુધ્ધ હોય પરોપકાર પરાયણ હોય સાદુ હોય બીજાની સેવામાં તત્પર હોય તો તે મનુષ્ય જગતમા મોટો થઇ શકે છે સાચો આબાદ થઇ શકે છે,

હવે મદનને પાછો લાવીએ કેમકે એ ગરૂડ બન્યો છે

તુ અગર ભમરો છે તો હુ સૂર્ય છુ એટલે? ચદ્ર વિકાસી કમળ સૂર્ય ઉગતા બીડાઇ જાય તેથી ભમરો અદર ફગટ જાય

મદન—त्वं यदि सूर्याऽसि ताह अह राहुरस्मि

જો તુ સૂર્ય છે તો સજ્જન પણ રાહુ દુર્જન ગણાય છતાને મોટાઇની લિપ્સામા એ બધુ ભુલી જવાય દુર્જન મનવામા પણ મોજ મનાય રાહ તો રાહ?

ન તોપી બનાય તો જગ પણ મરે અને રગ પણ રહે

હરિહર તો મહાપીર હતો પરમ વિચક્ષણ હતો તે બો યો

હરિહર-त्वं यदि राहु ताहि अह दानमस्मि

જો તુ રાહુ જ છે તો હુ દાન છુ કારણ કે દાનથી ગ્રહણ છૂટે છે એવી લોકમા વાતા પ્રચલિત છે ગ્રહણ વખતે યાચકો ભિક્ષુકો મેજ ગોને છે કે "દે દાન છૂટે ગ્રહણ"

મદન—त्वं यदि दानमसि ताहि अह सतोषाऽस्मि

તુ અગર દાન છે તો હુ સતોષ છુ મોન હવે શુ દેવા માગે છે મ ને હરિહરને જણાવ્યુ

મદન-હુ સતોષ છુ આ સાભળતાજ હરિહર ચૂપ થઇ

નય છે, કારણકે સંતોષીને દાનનું પ્રયોજન ન હોય અને દાન વિના ગ- છૂટે નહિ, એટલે મદન રાજુ બન્યો ને કાયમ રહ્યો, એટલે હરિહરની હાર થઇ, કહેવાની મતલબકે-સંતોષી સર્વોપરિ છે, સંતોષીને કોઇ હરાવી શકે નહી અને સંતોષથી જગત હારે છે

કહ્યું છે કે-आशाया ये दासा ते दासा सकल जगज्जन्ता

आशा यस्य दासी तेषां दासायते लोक ॥

ભાવાર્થ—આશા જેના હૃદયમાં વસેલી છે તેઓ જગતના ગુલામ છે જેણે આશાને દાસી બનાવી છે એટલે આશાને જીતી લીધી છે નિરાકાક્ષ બ ન્યો છે તેની દુનિયા દાસ બને છે અને તે દુનિયાનો માલીક બને છે સંતોષી અહી પણ સુખી રહે છે દીનતા કે અનાથ દશા એનામાં હોતી નથી તેમજ દશા એનામા હોતી નથી લોભ દશા ઓછી હોવાથી અનીતિ પ્રપંચ કે દગો પણ તે કરતો નથી વૈરવૃત્તિ કેળવતો નથી લડાઇ ઝગડામાં પડતો નથી, માટે સંતોષી થવાય તો જશ પણ મળે અને રંગ પણ રહે

## આ પરોપકાર છે કે લોભની ચેષ્ટા છે?

પણ પેલા શેઠનો મોટો પુત્ર સંતોષી ન્હોતો પેલા મોટા પુત્રના મનમા વાર વાર થતું કે બાપ આ માણેક કોને આપશે એ નકકી તો કરી લેવું, બાપાનો પહેલો વારો પોતે મોટો

હોય પોતાને ત્યાં હતો એટલે એને એમ થયું કે, સારામ સારી સેવા કરવા છતાંય જો માણેક બીજાને જાય તો એ સેવા નિષ્ફળ જાયને? માટે એતો નક્કી કરી લેવું જોઈએ એને ધીરજ ન રહી, એક વખત બાપને ખુલ્લં ખુ ના પૂછ્યું. બાપુજી આ માણેક તમે કોને આપવાના છો? શેઠે કહ્યું જો ભાઈ? આ માણેક કંઈ મારી સાથે પરલોકમાં તો આવવાનું નથી એ તો સ્પષ્ટ વાત છે જો હેચણી કરવી હોત તો વ્હેચણી પ્રસંગે મૂલ્યમાં ગણી યોગ્ય ફાળો આપી દેત માટે તમે ત્રણ દીકરા છો તેમાં જે પરોપકારી હશે તેને હું આ રત્ન આપીશ હવે મોટાએ પરોપકાર કરવાનું એટલે પરોપ કારી મનવાનું ધાર્યું, પરોપકાર કંઈ ફોગટ થાય? પરોપકારી તરીકે પંકાવામાં પણ લાખ્ખો ખરચવા પડે છે લાખ્ખો ખર થાય? કારણ કે સામે ક્રોડની કિંમતનું માણેક છે ને? ક્રોડને માન આવતો હોય તો લાખ્ખો ખરચવામાં વાંધો શો અને પરો પકારી તરીકે જગતમાં પંકાનાય? આ તે પરોપકાર કહેવા કે ક્રોડ લેવાની લોભની ચેષ્ટા છે, ત્યાગ ભાવ પર સંતોષ છે કે વિરાટ તૃષ્ણા છે?

એક વખત મોટા છોકરાની દુકાને એક ગ્રાહક સોનૈયાન કોથળી ભૂલી ગયો મોટો છોકરો ઘોડા ગાડીમાં બેસીને બજારમ કહેતો કહેતો ચાલ્યો એ તો આ પેલા ગ્રાહક ભાઈ સોનૈયાન કોથળી ભૂલી ગયા હતા તે આપવા જાઉં છું પરોપકાર કર્યાન પાટીયા ચગાવાય? પણ આને તો આખા ગામને એ જણાવ

વશે ઘણી વાર થઇ પણ તેડુ ન જ આવ્યુ તેડવા ન આવવાથી જાતે જાય છે, ડોસો બહુજ ચતુર હતો એ તો સમજી ગયો કે આ ભાઇ કોઇ દિ નહિ ને આજે કયાથી? છોકરા એ હોશિયારી પૂર્વક જ્યા કહ્યુ કે બાપાજી આજે એક કરૂણ બનાવ બન્યો બિચારો એક ગરીબ રસ્તામા પડેલો જેને ખુબ વાગ્યુ હતુ હુ એને ગાડીમા બેસાડી દવા ખાને લઇ ગયો અને તેની મે ખુબ સારવાર કરી આપે આ વાત તો સાંભળી જ હશે? બાપાએ કહ્યુ હા પણ એમા તે શુ કર્યું? આજે તમે બેતુ કર્યું કાને એનો વારો આવે તો એ તમારૂ કરે, એ તો એક જાતનો સોદો છે લેનડ દેવડ છે એમા કાંઇ મોટો પરોપકાર નથી કે જેથી માણેકના હકદાર થવાય સમજી ગયાને? બિચારો શુ બોલે ચુપકીદી પકડી ચાલતો થયો

હવે ત્રીજો છોકરો સૌથી નાનો છે એક વખત દુશ્મન એને મારવા માટે લાગ ખોળતો હતો પણ ગામમાં ને ગામમા લાગ મળતો નહિ તેટલામાં છોકરાને જાત્રાએ જવાનુ થાય છે, પેલા દુશ્મનને ખબર પડી કે ઠીક દાવ છે આ દુશ્મન તલવાર લઇ એની પાછળ પડ્યો આને ખબર નથી કે પાછળથી મને કોઇ મારવા આવી રહ્યુ છે પણ બનેતુ એવુ પાછો આ દુશ્મનનો કોઇ બીજો દુશ્મન એને મારવા ઘેરથી આ તરફ નીકળેલો તે ચુપચુપ રીતે આજ સ્થળે સામેથી દુશ્મનને મારવા તલવાર લઇ આવી રહ્યો છે વચમા આ શેઠનો છોકરો છે, તે સામેથી આ દુશ્મનના દુશ્મનને તલવાર

લઇ મારવા દોડતો આવતો જોઇ વિચાર કરે છે કે આ વળી કોને મારવા દોડે છે પાછુ વળી જોયુ તો પોતાને ખબર પડી કે પોતાને મારવા આવનારને આ દુશ્મન મારવા કટિબધ્ધ થયો છે, હવે વિચારો કે આપણા દુશ્મનને આપણે મારવો ન પડે અને આપણા વગર કહ્યે બીજાના હાથે એ મરતો હોય તો આપણને ખુશી થાય કે નહિ? ત્યાં શત્રુને બચાવવા મહેનત કરીએ? કે એ શત્રુને મરવા દઇએ? બસ અહી આ જ સાચી પરોપકાર વૃત્તિ આપણામા કેટલી વધી છે એની કસોટી થાય છે શેઠનો આ છોકરો સાચો પરોપકારી છે, માણેક લેવા માટે આ કામ તેને કર્યું નથી, પણ કેવળ પરોપકાર માટેજ આ કાર્ય તેણે કર્યું છે ઝટ સામે જઇ પેલા શત્રુના શત્રુનો હાથ પકડી લીધો અને પોતાના શત્રુને પોતાથી મરતો બચાવ્યો હવે વિચારો આ શત્રુનુ હૈયુ પીગળી જાય કે નહી? શેઠના છોકરાનો દુશ્મન આ દૃશ્ય જોઇ તરતજ વૈર ભૂલી ગયો અને તલવાર ફેંકી દઇ આ છોકરાના પગમાં પડી ચોધાર આંસુએ ક્ષમા માગે છે દુશ્મન પર પણ ઉપકાર વૃત્તિ માટે ધન્યવાદ આપે છે, અને હમેશના માટે માત્ર મિત્ર નહિ પણ એનો સાચો વફાદાર સેવક બની જાય છે પોતાના ગામમાં પહોંચી આજ છોકરાના ઉપકારની ભારો ભાર પ્રશંસા ફેલાવે છે પણ એક વખતના પોતાના દુશ્મનદ્વારા પોતાની આટલી પ્રશંસા થવા છતાં જ્યારે નાનો છોકરો લાભ લેવા ન ગયો બાપને આ વાતની ખબર પડી એને પણ એમ થયુ કે આ છોકરો સાચો પરોપકારી છે એના હાથમાં ગયેલુ માણેક

મહાન પરમાર્થના કામમા ખર્ચાશે ત્રણેય છોકરાને બોલાવ્યા બધાની વચમા ઉઠીને બાપ નાના છોકરાને કહે છે કે– લે ભાઇ આ માણેક તુ જ એનો સાચો હક દાર છે પણ આ છોકરો કહે છે બાપુજી મારે એની શી જરૂર છે કહો દાની વધે કે ત્યાગી ? જગતમા દાની વિરલા કે ત્યાગી ? ત્યા પેલા બે મોટા છોકરા બોલી ઉઠે છે બાપાજી, આપો ? આપો ? માણેક એને જ આપો એજ સાચો ઉપકારી છે કુળનુ રત્ન છે કહો પરોપકાર શુ કામ કરે છે, નાનાની દાની મોટા કરે ? બાપાએ પરાણે કીડની કિંમતનુ માણેક નાનાને આપ્યુ અને સૌએ એ વાત વધાવી લીધી આથી તમે જાણી શકશો કે અપકારી ઉપર પણ ઉપકાર કરે એજ માનવની વિશેષતા છે એમાં જીવનની આબાદી છે પોતાની અને બીજાની મહાન ઉન્નતિ છે

ઉપસહાર કરતા પૂ આચાર્યદેવે જણાવ્યુ કે અહિંસા સત્ય અને નીતિ એ ત્રણ આબાદીના મૂળ સાધનો અને એના ઉત્તર સાધનોમા સાદુ જીવન એટલે કે ભોજન વસ્ત્ર રહેણી, કરણી, વ્યવહાર બધામા સાદાઇ વચનમા સાદાઇ એટલે નિખાલસતા અને એના પોષક તત્વોમા અપકારી ઉપર પણ ઉપકાર ગાભીર્ય અને સૂક્ષ્મ દૃષ્ટિ વિગેરે વિગેરે આ પ્રમાણે આબાદીના માર્ગને પીછાણીને હૃદય અને આચરણમા ઉતારીને દરેક આત્મા પોતાને આબાદ બનાવે

એજ શુભેચ્છાની સાથે વ્યાખ્યાન સમાપ્ત કરવામાં આવે છે

છેવટે સર્વ મંગલના મંગલ ધ્વનિ બાદ સૌ કોઇ જયનાદોના ગુંજારવો વચ્ચે વિખરાતા હતા



# "આજના વાદોનો જૈન સિદ્ધાન્તમા સમન્વય"

પૂજ્યપાદ્ શાસન પ્રભાવક પ્રખર વ્યાખ્યાતા આચાર્યદેવ શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજે શ્રી નમિનાથજી જૈન ઉપાશ્રયના ટ્રસ્ટીઓની વિનતી સ્વીકારી 'આજના વાદોનો જૈન સિધ્ધાન્તમા સમન્વય એ વિષય પર જાહેર વ્યાખ્યાન આપ્યુ હતુ વિશાળ હૉલ પણ ટુંકો પડ્યો હતો જનમેદની ચીકાર ભરાઈ ગઇ હતી પૂ૦ આચાર્યદેવના મંગળાચરણ બા પ વિદ્વાન મુનિરાજ શ્રી ભાનુ વિજયજી મહારાજે પ્રથમ ભૂમિકા કરી હતી



# પૂ૦ મુનિરાજ શ્રી ભાનુવિજયજી મહારાજની ભૂમિકા

**आत्मोज्ञान भव दु ख आत्मज्ञानेन हन्यते ।**

જગતમાં જીવ માત્રની નિસર્ગ રૂચિ સુખ પ્રાપ્ત કરવાની હોય છે અને એ સુખની પ્રાપ્તિ તેજ કરી શકે કે જેને પોતાની જાતનો ખ્યાન હોય, જેને પોતાની જાતનો, પોતાના સ્વરૂપનો ખ્યાલ નથી તેને સુખના સાચા ઉપાયનો ખ્યાન પણ કયાથી હોય? જેને પોતાની સ્થિતિનો ખ્યાન નથી તે સાચુ સુખ પ્રાપ્ત કરી નહિ શકે, આજે પણ જે વાદોની વાતો કરવામાં આવે છે તેમા જો જાતનો આત્માનો ખ્યાલ હોયતો વર્તમાનમા કઇ જાતના ઉપાયો શકય છે એથી કેને અશે સુખ પામી શકાય તેમ છે એ નિષ્પક્ષ પણે વિચારી શકાશે અનતજ્ઞાનીઓએ નિહાળેના અને ઉપદેશેલા પૂર્ણ આત્માના સુખોની વાત તો દુર છે પણ આજે વર્તમાન જીવનમાંય સુખ શાતિ પ્રાપ્ત કરવી ઘણી દુર્લભ થઇ ગઇ છે તેનુ કારણ આત્મ તત્વનુ અજ્ઞાન છે આત્માના અજ્ઞાનથી દુ ખ જ મે છ ને દુ ખનો અત આત્માના જ્ઞાનથી આવે

વાદ એટને વચન, વચન તેજ કામીયાબ જે આત્મનુ અજ્ઞાન ટાળે અને સુખ શાતિ પ્રાપ્ત કરાવે તે વચન

જ કહી શકાય કે જે આપણને અહિઆ પણ શાંતિ ને સુખ તરફ લઇ જાય આજના વ્યાખ્યાનનો વિષય "આજના વાદોનો જૈન સિદ્ધાતમા સમન્વય" રાખવામા આવ્યો છે વાદો એટલે વચનો ભિન્ન ભિન્ન વસ્તુઓનુ પ્રતિપાદન કરનાર તે વાદો પૂર્વે વાદો હતા આજેય છે, પણ પૂર્વે ચેતનના વાદો હતા, આજે જડના વાદો છે આજના વાદોનો સમન્વય જૈન સિદ્ધાન્તમા સમજાવાનો છે જૈન સિદ્ધાતનો મુખ્યવા સ્યાદવાદ છે વાદોનો સમન્વય જૈન સિદ્ધાન્તમાં કરી શકાય છે અનેકાંત વાદમા આજના સર્વ વાદોનો સમન્વય થાય પણ અપેક્ષાથી, વાદ કોઇ પણ દ્રષ્ટિબિન્દુ તરફ આપણને અપેક્ષાથી લઇ જાય તો કલ્યાણકર નિવડે, પણ એક તરફીજ ઘસડી જાય તો અસત્ય અહિત, અને અશાંતિમા લઇ જાય છે જે વાદો અશાંતિની હોળી સળગાવતો હોય તો તેનુ મુલ્ય શુ? નામથી ભલે મોહકો, પ્રજાને સુખ શાંતિ આપી શકે તેજ મહાનવાદ કહી શકાય માનવથી લાવન્ સુક્ષ્મ જંતુ સુધીનુ જે કલ્યાણ-ભલુ કરી શકે, તેજ વાદ ઉત્તમ છે જગતમા જીવ માત્ર સુખના અધિકારી છે પછી તે સ્હાર નાના હો કે મોટા જ્ઞાની હો કે અજ્ઞાની બળવાન હો કે નિર્બળ માનવનુ સુખ જાનવર જો લઇ જાય તો તે ધિક્કાર પાત્ર બને છે, તો પછી માનવી બનેલો જાનવરના સુખને લુંટી લેશે તો માનવતા નહી, પણ દાનવતા આવી કહેવાશે

જગતમાં અનેક પંથો નીકળે છે, પણ તે બધાનો એકત્ર

સમન્વય અપેક્ષાએ થઇ શકે છે છતા ખૂમરાણ કેમ ? અનેક કારણો પૈકી એક ખાસ કારણ અભિમાન છે અભિમાનમા પૈસાની લાલસા ન પણ હોય છતાં સાચુ એ મારૂ એમ નહિ પણ હુ માનુ તે સાચુ આ વૃત્તિએ આજના વાદો જગતને શાંતિ નથી આપી શકતા અ ગ્રેજ લેખક જહોનસન કહે છે કે—

' Pride is a curruption that seems almo t originally engrafted in our nature It exerts itself in our first years without continual endeavowrs to suppress it it influences our last. Pride triumphs our every nation and every country

અભિમાન એવો દુર્ગુણ છે કે જે લગભગ ગળથુથીથી આપણા સ્વભાવમા વણાઇ ગયેલો છે તે આપણા પ્રાથમિક જીવનમા સ્વય જાગે છે અને જો એને સતત પ્રયત્નથી દબાવાય નહિ તો જીવનમા અ તકાળ સુધી પણ અસર કરે છે અભિમાન એ દરેક પ્રજા અને દરેક દેશ ઉપર વિજય મેળવે છે બાળકને પણ અભિમાન સતાવે છે એ પણ ઝટ ચીઢાય છે અભિમાન શુ નથી કરતુ ? અભિમાનથી પોતપોતાના વાદની ખોટી ખેચતાણમાં સમાજમા શાંતિને બદલે ઘોર અશાંતિ સર્જાય છે વિચારો કે આજના

વાદો વાસ્તવિક સુખ લાવી રહ્યા છે, કે સુખને ભગાડી રહ્યા છે ?

પૂર્વે ભારત ભૂમિમાં વાદો હતા નિરીશ્વરવાદ નાસ્તિકવા, અદ્વૈતવાદ પ્રકૃતિપુરૂષવાદ એકાનેકઆત્મવાદ, અનેકાંતવાદ, વિગેરે ઘણા વાદો હતા પણ આજના જેવી ઝેરી રીતિનીતિ, પ્રપંચી કાવાદાવા, અને પાશવી કે પિશાચી વિચારસરણી ન્હોતી આજના વાદો સામ્યવાદ સમાજવાદ, રાષ્ટ્રવાદ વગેરેમા આ બધુ સુલભ છે એનો પૂર્વના વાદોમા સુખશાંતિ કે આજના વાદોમા સુખ શાંતિ છે ? પચાસ વર્ષ પહેલાની સ્થિતિ એ હતી કે અગિયાર બાર વરસનો છોકરો મુંબઈ જેવામાં રૂપિયા પાંચ કમાઈ એક રૂપિયો બચાવી શકતો હતો કેમકે એ વખતે સીનેમા, નાટકશાળા, સરકસ રેસ્ટોરા, રેડીઓ ટોકીઝ વિગેરે હતા નહિ, આજના વિલા નના વા મા માનવ માનવ મટી હેવાન બની રહ્યો છે વિષયોનો ગુલામ થઈ રહ્યો છે, પૂર્વ ઉદ્ભટ રહેણી કરણી ન હતી જીવન પવિત્ર સાદુ ને શાન્તિનુ હતુ આરોગ્ય સારૂ રહેતુ વિચારની પવિત્રતા હતી ઓછી આવકમાં પણ પરમાર્થ વૃત્તિ સહેજ હતી આજે આવક ઘણી હોવા છતાં પરમાર્થનુ નામ સાંભળતા મો બગડી જાય છે પહેલાનો હોદ્દેદાર હોદ્દે ચડયા પછી પ્રભુને વિનવતો પ્રભુ એકજ માંગુ છે કે સત્તામાં ઠકુરાઇમાં મારાથી અ યાય ન થઇ જાય' આજે ઠકુરાઇ અને સત્તાનો કેવો દુરૂપયોગ થઇ રહ્યો છે ! આજે કહેવામાં

આવે છે કે ધર્મ ઝગડા કરાવે છે માટે ધર્મ ન જોઇએ પણ આજના વાદોમાં કર્મના ઝગડા ખુણે ખુણે પથરાઇ ગયા છે તેનુ શુ ? સૌ એકાતવાદને પકડી બેઠા છે, જ્યારે સ્યા દ્વાદ સૌનુ વ્યવસ્થિત વ્યવહાર એરી કરણ કરનાર છે એના અભાવે અનેક ઝઘડાઓ છે, એક માત્ર પૈસાના લોભમા ગરીબોની ગરદન ઉપર છરી મૂકનાર આજે છે, રાતના નિરાતે સુઇ ગયા સવારે ઉઠીને સાભળવા મળે કે એરડો બધ' લાંચ રૂશવત આજે ઘણી વધી પડી છે વિચારો? આજે ભારે ખેદ અને દુ ખના નિસાસા કેમ ? આજના વાદોનો જૈન સિધ્ધા તમા સમન્વય શી રીતે થઇ શકે ? અને આજના વાદો કેવી રીતે નજાને સ સ્કૃતિને બદલે વિકૃતિના માર્ગે દોરવામા સહાયક ન બને એ વિગેરે પૂજ્ય આચાર્યદેવના પ્રવચનમાંથી આપણે સમજીએ

## પૂ૦ મુનિરાજ શ્રી કીર્તિવિજય મહારાજનુ પ્રાસગિક વિવેચન

પૂ. મુનિરાજ શ્રી કીર્તિવિજયજી મહારાજે પ્રવચન કરતા જણાવ્યુ હતુ કે-આજના વ્યાખ્યાનનો વિષય આજના વાદોનો જૈ ા સિધ્ધાન્તમાં સમ વય એ સૌ કોઇને વિદિતજ છે જૈન સિદ્ધાંત એ એટનો બધો વિશાળ સિદ્ધાત છે કે તેને સમજીને જો જીવનમાં નસે નસે ઉતારવામા આવે તો દુનિયામા કોઇ જાતના ઝગડા-રગ ા રહે નહિ પણ આજની

દુનિયા એટલે વમડી દુનિયા એવાઓ તો એમજ માને છે ' અમે કહીએ તે સાચુ બીજુ બધુ કાચુ ' જૈન સિદ્ધાંત એટલે જીનેશ્વર દેવોએ કથન કરેલો સિધ્ધાત જીનેશ્વર દેવ કોણ ? રાગ દ્વેષને જીતનાર સર્વજ્ઞ, ત્રણે કાળના જ્ઞાતા, ભૂત ભવિષ્ય ને વર્તમાન કાળને સારી રીતે જાણનાર, એવા સર્વજ્ઞ પરમાત્માનો કથન કરેલો સિદ્ધાત, તેને જૈન સિદ્ધાંત કહેવામા આવે છે

એક વસ્તુને અનેક દૃષ્ટિ કોણુથી જોઈ તેનુ નામ સ્યાદ્વાદ, સ્યાદ્વાદ એ બધાય વાદોનો સમન્વય કરે છે

૪૫ વર્ષની એક વ્યક્તિ તેનો પિતા ૭૫ વર્ષનો અને તેનો છોકરો ૧૫ વર્ષનો કોઈ કહે નહિ આ બાપજ છે, બીજો કહે નહી આ છોકરોજ છે તો તે બન્નેય ખોટા છે એ એના ૭૫ વર્ષના પિતાની અપેક્ષાએ છોકરો છે અને એના ૧૫ વર્ષના પુત્રની અપેક્ષાએ એ પિતા છે

અપેક્ષાવાદ કહો કે અનેકાતવાદ કહો, સ્યાદ્વાદ કહો કે સત્યવાદ કહો, તે આનુ નામ

આજે દુનિયા જડવાદ તરફ આગળ વધી રહી છે પણ જ્યાં સુધી જગત ચૈતન્યવાદ—આત્મવાદને જીવનમાં ઓતપ્રોત નહી કરે ત્યા સુધી શાંતિ અને સુખ નહિ મળે

જડવાદથી અણુ બોમ્બ તૈયાર થયો પણ તે દુનિયાના

જરાક વસ્તુ ફેર થાય ત્યારે નવુ લાગે, પૂર્વે ધરો હતા, દુકાનો હતી, આજેય છે પણ સીસ્ટમ ફરી ખેરાક પહેલા હતો આજે છે પણ કચરાપટ્ટી, ફેરફાર થાય તેમા વાધો નથી, પણ સારાનુ નરસુ થાય એજ ખોટુ કે કોઇપણ વાદ પાછળ ઝગડાઓ થાય, તકરારો થાય ખુનખારી થાય, ખુના મરકી થાય દુસાતુસી થાય, જગત આખુ આકુળ વ્યાકુળ થાય, આવા વાદને ખોટો કહેવામા વાધો છે?

## ઝગડાનુ મૂળ

ત્યારે એ વિચારો કે વાદોથી ઝગડા કેમ? આનુ કારણ એ છે કે દરેક વાદમા પકડવાદ વ્યાપક છે, મારૂ એજ ખરૂ, બીજાઓ મારૂ જ માને મારૂ ન માને તો મનાવુ અને ન માને તો ખતમ કરૂ વાદમા ઝગડો કયારે? પકડવા થાય ત્યારે, પકડ ન હોય તો કદીય ઝગડો ન થાય તેથી પકડવાદ પૂર્ણનો વાદ એ ઝગડાનુ મૂળ છે

આજે કેટલાકો કહુ છ, ધર્મ ન જોઇએ, કારણ કે એમા ઝગડો છે ઝગડાથી પાયમાલી છે એવુ કહેનારા પણ આપણા ભાઇઓ છે, એમને પ્રેમથી સમજાવો

હજી તો અનુ બોમ્બ ગુપ્ત છે, એ પ્રગટ થશે ત્યારે ન જાણે શુ થશે? જગતમા હાહાકાર થશે

શુ શાહીવાદ, મૂડીવાદ, રાષ્ટ્રવાદ સામ્યવાદ ફાસીસ્ટવાદ,

વર્ષની વ્યાકરણ ન્યાય અને જ્યોતિષ વગેરે વિષયમા પારગત થયો, ખુબ અભિમાની બન્યો પણ વિદ્યાની સાથે અભિમાન થાય તો અજીર્ણ કહેવાય, બીજા કોઇ તો એક વિષયના આચાર્ય કહેવાય પણ હુ તો ત્રણ વિષયનો આચાર્ય, વ્યાકરણ ભણ્યો, ન્યાયને જ્યોતિષ ભણ્યો પણ વ્યાકરણથી પેટ ભરાય? ત્યારે પાછુ શુ જોઇએ? પૈસા હવે આ પડિત વિચારે છે કોઇ રાજસભામા જઉ વાદ કરી જીતુ જેથી પૈસા મળે, ગયો રાજસભામા અને જઇ ને બોલ્યો આવો કોઇના કરવાનુ વાદ કરવા તૈયાર છુ, રાજાનો પોતાનો પડીત સમજ્યો કે આ વિદ્વાન છે, પણ વ્યવહાર નથી જાણતો

પૂર્વે નાના છોકરાઓના મુખે નીતિના શ્લોકો ધર્મના શ્લોક અને વૈરાગ્યની વાતો ઘણી સાભળવામાં આવતી એ આર્ય સસ્કૃતિનો જમાનો હતો, આજે શુ ભણાય છે? હવે તમારે જીવનુ વાદ કરવુ પડશે જીવનમાં લાવવુ પડશે મદી। એકનો ખર્ચ બાર માસના બાર, સો રૂપિઆ પામે હોય તો આઠ વર્ષ નિરાત, એ ગમે કે નહિ? નહિ ગમે તો ધીમે ધીમે એક ભોજનનો એક સોનૈયો લાગશે, મેળવવુ મુશ્કેલ પડશે ત્યારે ખીસ્સા કાપવાનુ શરૂ થશે

પડિતજી વાદ કરવો છે? એમ નવા પડિત દેશી પડિતને કહે છે પણ શરત શી? જે હારે તે પોતાની આખી મિલકત આપી દે, શી ચીકર? આની પાસે શુ છે? બે પોથીઆ પુસ્તકના ભરેલા? બ ને ખુશ થયા વાદ શરૂ થયો, રાજ

પંડિતે કહ્યું 'હું બોલું તેનો ઉત્તર કહો તુબતુબા' નવો પંડિત વિચારમાં પડી ગયો, આવું તો ક્યાંય નથી આ શું છે ના જોઇતો લઉં, આથી પોતાની પોથીઓ તપાસવા લાગ્યો પણ ક્યાંય તુબતુબા ન મળ્યું આથી ફરી પૂછ્યું, પંડીતજી શું પુછ્યું ? દેશી પંડિતે જવાબ આપ્યો તુબતુબા, ફરી પાછી પોથી ઉઘાડી જોવા લાગ્યો પણ ક્યાંય ન મળ્યું આથી તેણે બીજીવાર પુછ્યું પંડિતજી શું પૂછ્યું ? દેશી પંડિતે જવાબ આપ્યો 'તુબતુબા ફરીથી ઘણી શોધ કરી પણ જવાબ ન મળ્યો વાદમાં એ નિયમ હોય છે કે સામો માણસ ત્રણવાર પૂછી શકે છે અને જો જવાબ ન આપે તો હાર્યો કહેવાય આથી તેણે ત્રીજીવાર પૂછ્યું ? પંડીતજી શું પુછ્યું દેશી પંડિતે જવાબ આપ્યો તુબતુબા' વળી ફરી તપાસ કરી પણ કાંઇ મળ્યું નહી આથી તેણે (નવા પંડિતે) કહ્યું " હાર્યો મારી પાસેના આ પુસ્તકો આપને મારી હારમાં આપું છું એમ કહી પુસ્તકો મુકી પોતાને ગામ ચાલ્યો.

રડતા રડતા જવાનું, દુ:ખ પોકારતા જવાનું, નીતિ નહિ સત્ય નહિ દયા નહિ આ રીતે આખરે જવાનું થોડી જીંદગી એને નિષ્ફળ ન બનાવો જન્મે છે એ મરે છે, આવે છે એ જાય છે, સંગ્રહ કરેલું બધું મુકવું પડે છે મુકયા પછી પાછું મળતું નથી, માટે હાથે આપતા શીખો, આપેલું જતું નથી જે આપે તેને જરૂર મળે તમને એ સુઝતું નથી ધર્મની બેંકમાં જમા કરાવાતું શીખો.

પંડિત આવ્યો ઘર તરફ, ભણવામા વરસ છત્રીસ વીત્યા, બાર વરસે નીકળેલો, એટલે કુલ અડતાલીસ વરસ થયા, હવે એના માબાપ કયા સુધી આ જગત પર બેઠી રહે? પંડિતતો ગયા ગામમાં જાણ્યું માબાપ કાળ કરી ગયા છે

એટલે પહોંચ્યા સસરાને ત્યાં. સસરાએ સરભરા કરી અને પંડિત જમાઈને પૂછ્યું કેમ પંડિતજી! શું ભણી આવ્યા અને શું કમાઈ લાવ્યા?

આ જગતમા નાત લીધાનો આનંદ પણ ઘણો છ ભોગવવાનુ બને બને કે ન બને જેમ એક કુરકુરીયુ ક્યાંકથી રોટલીનો ટુકડો લઈ આવે ત્યા બીજા દસ ભેગા થાય એમાથી એક પોતાના મુખમાથીએ ટુકડો તાણે એટને બીજુ એના મુખમાથી તાણે અન્યોન્યના મુખમાં રોટલીનો ટુકડો આવે ન આવે ને એક બીજા તાણ તાણ કરે કોઈ ખાઈ શકે? છતા સૌ લઈ લઈને ખુશ થાય એમ આજના લોકો બજારોમા ભેગા થાય એકે લીધા બીજે ખોયા લેનારો ભને ભોગવી શકે કે નહિ બીજા વચ્ચેજ ખોઈ નાખે, છતા જ્યારે લીધા ત્યારે અનહદ આનંદ આવી માન આવીને જનારી ક્ષણિક ઋદ્ધિ ખાતર કોણ અનીતિ કરે? એમાય થી જિનેશ્વરદેવનો સેવક અનીતિ કરે એ કદી ન બને એ બીજાને ઠગે એ કદી ન બને આજે એમાનુ કેટલુ બને છે? ભોગવાનું ઝુંટવવાનુ એકલા ખાવાનુ, અનીતિ ઝગડા કરવાનુ કેટલુ વધ્યુ? આથી વર્તમાનમા અન્ન સુખ

ઉત્તર – એવુ કહનાગઓને પૂછો કે મોગરોમા વિમાનો મા ફરો છો તે કોના ભોગે ? શો દુ:ખીના પ્રતાપે કે અનેક દુ:ખીના પ્રતાપે ? બીજુ વળી અ ૫ માણસોના ભોગે વધુ માણસો સુખી થશે એ માન્યતા પણ એક દ્રષ્ટિની છે બહારના દેશોની પ્રથા છે વિચાર કરવાથી માલુમ પડશે કે કમાઇ કરનારા માણસોની કમાણીમાથી નાખ્ખો માણસોનો નિર્વાહ થાય છે

પોતાના ઘરને જરથણી જે રીતે સભાળી શકે છે તે રીતે બાકુત નહિ સભાળી શકે ગષ્ટ્રીયકરણ કરતા કોઇની માલિકી નહિ રહે કારખાનાઓ સભાળનાર બધાએ પગારદાર હશે તેથી જે આજે કમાણી અને મજુરોનુ ભરણ પોષણ થાય છે તે પણ નહિ થઇ શકે બધાની બેદરકારીના કારણે નફાના બદલામાં ખોટ પડશે

પગાર દારો અને મજુરો વાયથી વર્તશે એમ કહો તો તે વાત પણ તેઓ બધાને માટે દુલભ છે એના કરતા મુડી દારો યાયને સમજે અને મજુરો વફાદારી અને ફરજ ને સમજે તો વધારે સારૂ છે ઓછી સમજવાળા માણસોને વધુ મળવાથી એઓ વ્યસની બને અને ખોટે રસ્તે જાય એ વધુ સભવીત છે તેમ ન બને તેની પણ કાળજી રાખવાની છે

ખરી રીતે લોભ અને સ્વાર્થવૃત્તિ જેટલી ઓછી થશે તેટલો જ દુનિયાન વાભ છે ।

દેશનુ ભલુ કરવાની માન્યતા એ રાષ્ટ્રવાદીનો મત પણ પુછો કે દેશના સુખીનુ કે દુખીનું! કહેશે કે દુખીનુ એમને શુ આપવુ? દુખીનુ ભલુ કરવુ. તેમ સામ્યવાદી પણ કહેશે રીત ભલે જુદી હોય પણ સૌનો ઉદ્દેશ દુખીને સુખી કરવાનો. ત્યારે બધાના જુદા જુદા નામ ભુલી દુખીને સુખી કરવાનો એક ભલાઇનો વાદ સૌ સ્વીકારે તો સમન્વય થઇ જાય. કદાગ્રહ છોડીને ન્યાયથી સમજે તો સમન્વય. તમે કહેશો મહારાજ! આપ કહો છો ખરા પણ આવુ કોણ માનશે? પણ હુ કહુ છુ કે જો નહિ માને તો ત્યારે લોહીની નદીઓ રેલાશે, ખુના મરકી ફાટી નીકળશે પાયમાલી થશે ત્યારે કહેશે કે દુખીને સુખી કરવા તેજ એકવાદ સારો પણ પાયમાલી થયા પછી દુખીને સુખી શી રીતે કરશો? એનુ દુખ શી રીતે મટાડશે?

ચાકુથી? છુરીથી? કે બોંબથી?

<u>જૈન સિધ્ધાત</u>

જૈન સિદ્ધાત શુ કહે છે? દરેકનુ ભલુ કરો, બીજાના સુખના ભોગે તમે સુખ ન વાછો. કોઇને દુખ ન આપો. તમે સુખી થાઓ બીજાને સુખી કરો. તમારા ઉપર દુખ આવે તો સહી લો, પણ દ્વેષ ન કરો તમારો દુશ્મન થઇ આવે એનેય શત્રુ ન માનો, પણ મિત્ર બનાવો. માત્ર માણસનેજ નહિ કિંતુ જાનવરો પણ દુખી ન કરો જાનવરે

તેમ કોઇના ભોગે બીજાને સુખ આપવાનુ ન હોય એ તો કોનિકવાદ થઇ જાય કોનિકવા મા મકરાના ભોગે કીને પ્રસ ન કરવાની મહેનત ઝગડારગડા ન જોઇએ ટગ ન જોઇએ એ અમારો સિધ્ધાત અહિસક ભાવનાને પોષનારી મૈત્રી આદિ ચાર ભાવનાઓ છે

'સત્વષુ મૈત્રી । જગતના પ્રાણી માત્ર પ્રત્યે મૈત્રી ભાવ-ઉપનિષ૨ માં પણ કહ્યુ છે કે આત્મવત સવમતેષુ' ઇત્યાદિ જે સર્વ જીવો પ્રત્યે પોતાન જીવની જેમ જુએ છે (જેની દૃષ્ટિ રાખે છે) બીજાના ધનને પત્થર સમાન ગણે છે બીજાની સ્ત્રીને માના સમાન ગણે છે તેજ ખરેખર દેખતો છે જેમ તમારી સ્ત્રી તરફ બીજા કેવી રીતે જુએ એ ઇચ્છો છો તેમ તમે પણ બીજાની સ્ત્રી તરફ તેવુ વર્તણુ રાખો

કોઇ આગળ વધ્યો, શુ થાય છે તમને ? ઇર્ષ્યા આ ક્યા વધ્યો આગળ ! એમ થાય છે ને ?-તમારુ શુ ગયુ ? તમારુ કાઇ લીધુ છે એણે ? તો કેમ ઇર્ષ્યા ! તમ ૨ સુખી થવુ હોય તો તમે મહેનત કરો બાકી યાદ રાખો કે આપ કોઇનુ સગુ નથી વર્મ કોઇનો દુશ્મન નથી આ મા જગત પર કર્મની સત્તા છે ને કર્મ પર ધર્મની સત્તા છે એ આજની

દુનિના નથી સમજતી હિટલર જેવો રેડીઓ ઉપર બોલે ત્યા જગત એને કેવા નવાજે ! અને કોઇ ધમવાદી બોલે ત્યા એ રૂઢિચુસ્ત કહેવાય, આ આજનો યુગ છે ગુણિષુ પ્રમોદ ગુણીને જોઇને આનદ થવો એ પ્રમો ભાવના વિપરીત માર્ગે જનારને સમજાવવો જન ન સમજે તો ઉપેક્ષા વૃત્તિ રાખવી, એનુ નામ માધ્યસ્થ ભાવના ચોથી કરૂણા ભાવના કોઇપણ દુ ખી હોય સગો ન હિ પણ દુશ્મન હોય તોય એના પ્રત્યે દયા-કરૂણા આવી જોઇએ માનો કે તમારી પાસે જગમા થોડુ પાણી છે તમેય તરસ્યા છો અને બીજો કોઇ તરસ્યો આવ્યો, ત્યા શુ કરો ? અહિઆ દયાની પરીક્ષા છે અકબરે ત્રણે નોકરોની પરીક્ષા કરી અકબરે પહેલા નોકરને કહ્યુ-અગે તેરી દાઢી ઔર મેરી દાઢી જલે તો પહિલે કીસકી બુઝાવે ? ઉસને કહા કિ આપકી બાદશાહને કહા જુઠા હૈ તેરે બાપકી ભી ન બુઝાવે નો મેરી કયા બુઝાવે । બીજાને પુછતાં એ કહે કે-'મે મેરી બુઝાઉ બાદશાહને કહા 'યહ તો સ્વાથી હૈ ત્રીજાને પુછતા એ કહે કે 'એક ધસરકા મેરી પે ઔર દુસરા આપકી પર અકબરને કહા 'યહ હૈ સચ્ચા મોટી મોટી સેવાની કે દયાની વાત કરેથી શુ વળે ? જેનુ આચરણ વાણી મુજબ હોય, તેની દયા કે સેવાની ભાવના એ સાચી

ફરી એ યાદ કરો કે-અહિસા સત્ય, અચૌર્ય બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ શ્રી જીનેશ્વરદેવના મૂળભૂત સિદ્ધાંતો

જૈન સિદ્ધાત મુજબની અહિસામા ઞાર ભાવના આવી જાય ઠ તે મુજબ જો દુનિયા વર્તે તો પછી દુ ખ રહે ? ના ત્યારે એ ભાવનામા બના વાઇ સમાઇ જાય કે નહિ ? અહિ સાદિ ચારેય સારા પણ કયારે ટકે ? પાયમાં પરિગ્રહની ગના ન હોય ત્યારે, ત્યાગી પણ પરિગ્રહ ની પુઠે પડે તો ઝગડે પૂર્ણ અહિસ ન બનાય તો હિસા પર કાપ મૂકી હિ સાનો સકોચ કરો મપૂર્ણ પરિગ્રહ ન છૂટે તો પરિગ્રહનુ પરિમાણ કરો પરિગ્રહ એક મ ઓછો કરો જરૂરથી વધારે ન રાખો

વિચારો કે પરિગ્રહનુ પરિમાણ આવી જાય તો સમાજ વા કયા Cમો રહે ? કેમ ઝગડે ? સામ્યવાદી શુ ઓછી શકે ? વધારે હશે એને વધારે મુકવુ પડશે, ઓછુ હશે એને ઓછુ પીડા વધારે કોને ? વધારે મૂકે એને આગળ દુ ખ વધારે કે ઓછુ મૂકે એને ? આ બે મુખ્ય સિદ્ધાતમા બીજા ત્રણ આવી જાય એટલે એની સાથે જુગરનો ત્યાગ ચોરીનો ત્યાગ અનીતિનો ત્યાગ, મૈથુનનો ત્યાગ પછી કોઇ ઝગડો કે દુ ખ ઉભુ ન રહી શકે પછી કોઇ વાદની જરૂર ન રહે અને આ અહિસાદિ ન આવે તો ગમે તેટના વાદો હોવા છતાં દુ ખ જાય ?

પેલા પડિતને રાજા પૂછે છે ચર્ચા કરનો' તે તો સમજ્યા પણ મરયા અને કરયા એટલે શુ ? પડિત કહે છે મહારાજ ! મરયા એટલે તમે એક ગાળ દો તો હુ દશ કે ગાળાગાળી કરવી એ મરયા એથી આગળ મારામારી

માટે સાચી અહિંસા શીખો તો સાચા અહિંસક બનો. પરિગ્રહને છોડો, સંગ્રહખોરીને ત્યાગો જેથી તમેય સુખી અને જગત પણ સુખી બનવાનો વાદ એ શ્રેષ્ઠ વાદ છે. એમાં દરેક વાદનો સમન્વય છે, અહિંસાવાદ, સત્યવાદ નીતિવાદ સદાચારવાદ અપરિગ્રહવાદ, એ એનાં રૂપો છે. દરેક પ્રાણીનું ભલું કરવું એ જૈન સિદ્ધાન્ત છે ભલું કરવાના વાદમાં બધા વાદો સમાઇ જાય છે, માટે જૈન સિદ્ધાન્તમાં બધા વાદો સમાઇ જાય છે આ રીતે આજના બધા વાદોનો સમન્વય જૈન સિધ્ધાન્તમાં આ આજનો વિષય સંક્ષેપથી પૂરો થાય છે આના સાર રૂપે ભલામણ શીખી લેજો આજની દુનિયા બીજા વાદોને છોડી એક જ ભલાઇ વાદને વળગી રહે, અને તન મન ધનથી દરેકનું ભલું કરે તો બધા ઝગડા મટી જાય દુનિયામાં શાન્તિનું સામ્રાજ્ય થઇ જાય

આખુય જગત દરેકનું ભલું કરે અને કોઇનું બુરું ન કરે કોઇ કોઇને દુ:ખ ન આપે સ્વાર્થ અને લોભ છોડી ને પરોપકારી બને અને સૌ સુખી થાય એ અભિલાષા પૂર્વક હું વ્યાખ્યાનને સમાપ્ત કરું છું



સ્થળ શ્રી નમિનાથજી જૈન ઉપાશ્રયનો વિશાળ હૉલ,
બી ડીગ્જાર, પાયધુની [મુંબઈ]
સમય વિક્રમ સં ૨૦૦૬ માગશર સુ ૭ રવિવાર,
તા ૨૭-૧૧-૪૮ સવારે ક્લા ૯

# " કર્મ ફીલોસોફી "

પૂ આ સમર્થવિદ્વાન–અજોડ વ્યાખ્યાતા આચાર્યદેવ શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજે શ્રી નમિનાથજી જૈન ઉપાશ્રયના વિશાળ હૉલમાં કર્મ ફીલોસોફી' એ વિષય પર એક જાહેર વ્યાખ્યાન આપ્યું હતું પૂ૦ આચાર્યદેવે અઢી કલાક સુધી આ વિષયને ખુબ સુંદર અને યુક્તિ દલીલ પૂર્વક સમજાવ્યો હતો શ્રોતાજનો તે પ્રવચનને સાંભળી મંત્ર મુગ્ધ બની ગયા હતા વ્યાખ્યાનનો વિશાળ હૉલ હોવા છતાં જનતાની ખુબજ ભીડ જામી હતી પૂ આચાર્યદેવના મંગળાચરણ બાદ શરૂઆતમાં તેઓશ્રીના વિદ્વાન શિષ્યરત્ન પૂ૦ મુનિરાજ શ્રી કીર્તિવિજયજીએ અભિમ કરી હતી

## પ૦ મુનિરાજ શ્રી કીર્તિવિજયજી મહારાજની ભૂમિકા

મહાનુભાવો આજના જાહેર વ્યાખ્યાનનો વિષય 'કર્મ ફીલોસોફી' રાખવામાં આવ્યો છે એ આપ જાણો છો, કર્મ ફીલોસોફી એટલે કર્મ વિષયક તત્ત્વજ્ઞાન–આ વિષય ઘણોજ ગહન છે, છતા પૂ. ગુરુદેવ આપણને ઘણીજ સરસ સરળ અને સુંદર રીતીએ સમજાવશે

કર્મ એ શું ચીજ છે કર્મ કેમ બંધાય. અરૂપી આત્માને રૂપી એવા કર્મો કેવી રીતે લાગે, કર્મની તાકાત કેટલી, અને કર્મનો નાશ શી રીતે થાય, એ તમામ જાણવાની જરૂર છે, વિચારવાની અતિ આવશ્યકતા છે, એમ તો કર્મના તત્ત્વજ્ઞાનને યથાર્થ જાણવા માટે કર્મપ્રકૃતિ અને કર્મગ્રંથ વગેરેના અભ્યાસની જરૂર છે, અનાદિ કાળથી આત્માને વળગી રહીને જે કર્મો વડે આત્માનું અનંત જ્ઞાન, અનંત શક્તિ, અને અનંત સુખ લુંટાઇ ગયું છે તે વિચારવાની

જરૂર શુ ન હોય? જેમ કર્મમા અનત શકિત છે તેમ આ આત્મામા પણ અનત શકિત છે, છતા આપણી આવી કફોડી સ્થિતિ કેમ? માટેજ કર્મ સબધી તત્વજ્ઞાન જાણવાની ઘણી જરૂર છે, જે જાણ્યા પછી આત્મા કર્મથી છુટવાનો ઉપાય વિચારી, તેનો અમલ કરે તો જરૂર આ આત્મા મોડો મોડો પણ મુક્તિના સ્થાનમા પહોચી શકે પોતાની શકિત પ્રગટાવી શકે, અને સાચુ સુખ પ્રાપ્ત કરી શકે.

કોઈ પણ એવો સમય નથી કે જે સમયે આ આત્માને કર્મ ન લાગતા હોય, દરેક પળે વિપળે ને પ્રતિવિપળે, આ આત્માને સાત કોઈ વખત આઠ કર્મો લાગી રહ્યા છે

## કર્મ એ વસ્તુ સિદ્ધ છે

કર્મ એ વસ્તુ સિધ્ધ છે, જો કર્મ જેવી વસ્તુ ન હોત તો જગતમા દેખાતી વિચિત્રતા પણ ન હોત એક રાજા, એક રક, એક શેઠ, એક નોકર, એક ઉચો બીજો નીચો, એક મોટો, એક નાનો, આ ભેદ શાથી? મહેતુજ પૂરો કે આ ભેદો, આ વિચિત્રતા કર્મનેજ આભારી છે, અરે એક માના પેટે જન્મેના બે-બાળકો તેમા એક બુદ્ધિશાળી હોય, એક મૂર્ખ હોય, એક લખ્ખોપતિ બને એક ભીખારી બને, આ વિચિત્રતા

કોને આભારી છે? કહેવુંજ પડશે કે એ કર્મને લઈનેજ છે

હીટલર કે જેના માટે દુનિયા કહેતી કે, 'એ હારશે નહિ', એનુ આજે નામ નિશાન નથી, એના નામને આજે કોઈ સંભારતુ પણ નથી બ્રિટનનો આજે નો પ્રધાન જેનુ બ્રોડકાસ્ટ પણ સાભળવા હજારો અને લાખ્ખો હાજર થતા-આતુર રહેતા, આજે એનુ નામ લેતા લોકો નારાજ થાય છે કારણ? ઉત્તર એકજ કે, કર્મની વિચિત્રતા

## કરાય તે કર્મ

क्रियत इति कर्म । કરાય તે કર્મ, ચાહે મનથી કરાય, વચનથી કરાય કે પછી કાયાથી કરાય તે કર્મ શુભ પણ હોય અશુભ પણ હોય, શુભ ક્રિયાથી શુભ કર્મનો બંધ અશુભ ક્રિયાથી અશુભ કર્મનો બંધ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ, આ ચાર સાધનો વડે આત્મા કર્મ ને બાંધે છે કર્મની વિચિત્રતા કેવી? એક ક્ષણમા તમામ પલટાવી નાખે પ્રસન્નચંદ્ર રાજર્ષિના પ્રથમ ક્ષણના પરિણામે સાતમી નરકને લાયક કર્મ બીજીજ ક્ષણે પરિણામ ફરતા સર્વાર્થસિદ્ધ વિમાન ને યોગ્ય કર્મ, અને ત્રીજીજ ક્ષણે તો કેવળજ્ઞાન!

## આત્માને કર્મ પુદ્‌ગલો લાગેલ છે છતા ન દેખાય?

કર્મના પુદ્‌ગલો છે, આખી દુનિયામા તે ભાગે ભાર ભરેલા છે આણ જેટલી પણ જગ્યા નથી કે જ્યા કર્મના પુદ્‌ગલો ન હોય આ પુદ્‌ગલો સૂક્ષ્મ છે, અને લોક્ય લોકમા ભરેલા છે, કર્મ પુદ્‌ગલો ન હોય એવુ કોઇ સ્થાન નથી આત્મા એ પુદ્‌ગલોને મન, વચન, ને કાયાના વ્યાપારથી ગ્રહણ કરે છે કોઇને થશે કે આટલા કર્મ પુદ્‌ગલો વળી આત્માને લાગ્યા છે છતા કેમ દેખાતા નથી? કર્મ પુદ્‌ગલો અતિ સુક્ષ્મ છે આત્મામા વળગેલા છતા ન દેખાય, તે વસ્તુ દ્રષ્ટાન્તથી સમજી શકાશે જેમકે સિદ્ધ કરેલો એક તોલો પારો સો તોલા સોનાને ખાઇ જાય છે, પોતામા પચાવી-સમાવી દે છે, વજન પણ વધતુ નથી, સોનુ જરા પણ દેખાતુ નથી છતાય એમા સોએ સો તોલા સોનુ છે જરૂર, કેમકે પ્રયોગથી પાછુ સોએ તોલા સોનુ કાઢીને મેળવી શકાય છે પારો તો રૂપી છે, એમા જો સો તોલા સોનુ (રૂપી) સમાય તો અરૂપી આત્મામા અતિ સૂક્ષ્મકર્મ પરમાણુઓ કેમ ન સમાય? અને જેમ એક તોલા પારામા સો તોલા સોનુ ન દેખાય તેમ આત્મામા વળગેલા અનંત કર્મો ન દેખાય તેમા નવાઇ શી?

## કર્મને જીવ ગ્રહણ કરે છે

આ ગહન વિષયમા પ્રશ્નો ઘણા થશે સુક્ષ્મમા સુક્ષ્મ કર્મ પુદગલો અરૂપી આત્માને કેની રીતે વળગે, આત્મા ચેતન છે, કર્મ પુદગલો જડ છે તો અરૂપી અને ચેતન એવા આત્માને રૂપી અને જડ કમ પુદ્ગલો કેવી રીતે વળગે વગેરે વસ્તુ પૂજ્ય શ્રી ગુરૂ જ સમજાવવાના છે હુ તો માત્ર ભુમિકા કરી રહ્યો છુ પારામા સોનુ સમાયાનુ દ્રષ્ટાત વિચારશો તો જેમ સમાયેલુ સોનુ નથી દેખાતુ તેમ આત્મામા વળગવા કર્મો ન દેખાય તે પણ સમજાશે જેમ દારૂ એ જડ છ ઙતા ચેતન એવા આત્માને બેભાન બનાવી દે છે એ દ્રષ્ટાતથી સમજી શકાય છે કે જડ વસ્તુ ચેતનને કેવી અસર કરે છે આપણે એ જોઇ ગયા કે આત્મ મિથ્યાત્વ, અવિરતિ, કષાય, તથા યોગ એટલે મન વચન તથા કાયાના વ્યાપારથી કર્મોને ગ્રહણ કરે છે

## કર્મો કોઇનેય છોડતા નથી

આ કર્મો કોઇનેય છોડતા નથી એ બરાબર યાદ રાખો ચાહે પછી ગમે તે હોય ભગવાન શ્રી મહાવી દેવ ના (ચરમ તીર્થ કરના) જીવે, ત્રિપૃષ્ટ વાસુદેવના ભવમા શય્યાપાલકના કાનમા ગરમ ગરમ શીશુ રેડાવ્યુ,

પરિણામે એમને એ કર્મ છેલ્લા એટલે કે તીર્થંકરના ભવમા ઉદયમા આવ્યુ અને ભોગવવુ પડયુ જેના ફળ-મા કાનમા ખીલા ઠોકાયા એ પ્રભુએ ત્રીજા મરીચીના ભવમા માત્ર એટલુ જ કહ્યુ કે કવિલા-ઇત્થપિ ઇહયંપિ! કપિલ! ત્યા પણ ધર્મ છે અને અહીંઆ પણ ધર્મ છે, એમ આટલુ બોલના માનથી જેમજે એના ચીકણા કર્મો બાંધી લીધા કે જેના પરિણામે કોડાકોડી સાગરોપમ જેટલા કાળનો સંસાર તેમણે વધારી લીધો, કેટલાક આજે મન ફાવે તેમ બે લગામ બોલી રહ્યા છે તે વર્તી રહ્યા છે, તેઓએ સમજી લેવુ જોઈએ કે જે કર્મોએ શ્રી તીર્થંકર દેવોના આત્માને નથી છોડયા તો આપણને કેમ છોડશે? માટે સમજો કર્મો કોઈનેય છોડતા નથી

## જીવતા ચામડી શાથી ઉતારાઇ?

મહર્ષિ ખંધક મુનિની જીવતા ચામડી શાથી ઉતારાઇ? પૂર્વભવમા એમણે ચીભડાની છાલ ઉતારી હતી, અને છાલ ઉતાર્યા બાદ એની ખુબ અનુમોદના કરી કે મે કેવી સુંદર બારીક છાલ ઉતારી! તેજ પળે એવુ ચીકણુ કર્મ બંધાયુ કે તે કર્મનો ઉદય ઉગ્ર તપસ્વી ખંધક મુનિના ભવમા એમના આત્માને આવ્યો, જેથી એ મહર્ષિની જીવતા ચામડી

ઉતારાઓ, કર્મ એ કોઈના સગા નથી

## ક્ષાયિક સમકિત હોવા છતા નરકમા કેમ ગયા?

શ્રી શ્રેણિક મહારાજા ક્ષાયિક સમ્યકત્વના ધણી, તેમની સમકિત પામ્યા પહેલાની આ વાત છે એક વખત તેઓ શિકારે ગયા હતા ત્યા તેમણે એક હરિણીનો શિકાર કર્યો, એ હરિણી ગર્ભવતી હતી, બાણ એવુ વાગે કે હરણી પણ મરે છે અને અદર ગર્ભમા રહેલુ બચ્ચુ પણ બહાર નીકળી તરત જ મરણ પામ છે આ જોઈ, રાજા શ્રેણિકે પોતાના આ જાતના પરાક્રમની કોર પાપની પ્રશસા કરી કે હું કેવો તીરદાજ! કેવો નિશાનબાજ! એક બાણે બેના શીકાર કર્યા તીવ્ર અભિમાનને પાપની અનુમોદનાના પરિણામે તેમણે તે સમયે નરકનુ આયુષ્ય બાધ્યુ માટે અ કર્મોથી બહુ ચેતવા જેવુ છે

## આત્માની શકિત અનત છે

જેમ કર્મ એ વસ્તુ સિધ્ધ છે તેમ તેનાથી છુટી શકાય છે એ પણ સિદ્ધ છે, કર્મની શકિત અનતી છે તેમ આત્માની શકિત પણ અનતી છે આત્મા પોતાના સ્વભાવમા-નિષ્પાપ દશામા આવી જાય તે કર્મોને તોડી શકે છે, પૂર્ણ શુદ્ધને પરમાત્મ દશાને

આગમોથી સાભળજો, અને સાભળ્યા પછી જીવનમા ઉતારવા યોગ્યને જીવનમા ઉતારજો તો જીવનમા સાચી શાંતિ એક દિવસ જરૂર પ્રગટ થશે

—ભૂમિકા સપૂર્ણ—

## પૂ૦ પા આચાર્યદેવનુ પ્રવચન

पद विषत्ते विधिस्तत स्यात , न स्याद्धृदयचिंतित
एवमेयोत्सुक चित्तमुपायान् चिंतयेत् बहून् ॥

આજના જાહેર વ્યાખ્યાનનો વિષય 'કર્મ ફીલોસોફી' રાખવામા આવ્યો છે જેમા કર્મ એ શુ ચીજ છે, આત્મા તેને કયા સાધનોથી ગ્રહણ કરે છે, કર્મની તાકાત કેટલી છે, કર્મોના ભેદ કેટલા, આત્માને તે કેવી રીતે કનડગત કરે છે, કર્મોને તોડનાર કઇ એવી બળવત્તર વસ્તુ છે આત્માની તાકાત કેટલી છે, આ તમામ વસ્તુ વર્ણવવામા આવશે

## કર્મના પુદગલો ચક્ષુથી દેખી શકાય તેવા નથી.

આ પરમાણુઓ એવા બારીક છે કે હું કે તમે ન જોઇ શકીએ જેને અવધિ જ્ઞાનાદિ-અને અવધિ દર્શનાદિ હોય તે જાણી શકે અને જોઇ શકે

પ્રશ્ન આજના વૈજ્ઞાનિક શોધના યંત્રોથી શુ એ ન દેખાય?

ઉત્તર-ના, એવા યંત્રો શોધાયા નથી ને શોધાવાના પણ નથી, યંત્રથી જો કાંઈ થોડુ ઘણુ દેખાય છે, તે આપણાથી દ્રશ્ય વસ્તુના સંખ્યાતમા ભાગ સુધી એનાથી બારીક નહિ, એટલે કે અનંત પરમાણુઓ ભેગા થયેલા હોય ત્યારેજ આંખોથી કે યંત્રોથી દેખી શકાય, આજના વિજ્ઞાન તથા વૈજ્ઞાનિકોની શકિત તો મર્યાદિત છે, એમા અધુરાપણુ ને ભૂલો પણ હોય જૈન દર્શનનુ વિજ્ઞાન સર્વોત્કૃષ્ટ છે, કેમકે શ્રી સર્વજ્ઞ કથિત છે, માટે આ કથન પૂર્ણ છે, ને સંપૂર્ણ તથા સત્ય છે

## કર્મ આત્માને જ કેમ વળગે? એનો સ્વભાવ

પ્રશ્ન એ છે કે કર્મ શરીરને નહિ લીંતને નહિ, કપડાને નહિ, પાઘડી વગેરેને નહિ, પણ આત્માને જ કેમ વળગે છે? એનો એકજ જવાબ છે કે-કર્મ પુદગલોને

એવો સ્વભાવ છે જેમ લોહચુંબકનો સ્વભાવ લોખંડનેજ ખેંચવાનો છે, લોહચુંબક કપડાને ન ખેંચે. શરીરને ન ખેંચે, માત્ર લોખંડને જ ખેંચે છે, શરીરના કોઇ પણ ભાગમાં સોય પેસી ગઇ હોય તો ચામડી ઉપર લોહચુંબક ફેરવો તો અંદરની સોય ખેંચાઇને ઉપર આવશે, અને લોહચુંબકથી ખેંચાઇ આવશે, જેથી બહાર કાઢી શકાશે, હાથ હોય કે પગ હોય સોયજ બહાર આવશે, ચામડીના અંદરના માંસ ચરબી ખેંચાઇને બહાર નહિ આવે, કારણ એવો સ્વભાવ છે વસ્તુના સ્વભાવના વિષયમાં તર્ક ન હોય

પ્રશ્ન-સજાતીયને સજાતીય ખેંચેજ ને ?

ઉત્તર-ના, લોહચુંબકને લોખંડ સજાતીય નથી, બંને જુદી જુદી, વિજાયતીય વસ્તુ છે લોહચુંબકના તો પ્હાડો હોય છે, અને તે પત્થરની જાત છે, જ્યારે લોખંડ ધાતુ છે, ખાણમાંથી નીકળે છે, સજાતીય સજાતીયને પકડે, ખેંચે એવો નિયમ નથી, લોખંડ, લોખંડને ક્યાં ખેંચે છે, પરમાણુમાં પણ એજ મુજબ સમજવું, લુખ્ખો અને ચીકણો પરમાણુ ચોંટી શકે છે, બે લુખ્ખા પરમાણુ કે બે ચીકણા પરમાણુ ન ચોંટે, લોખંડ પર કાટ હોય તો એ કાટને લોહચુંબક ન ખેંચે પણ લોખંડને જ ખેંચે, કારણ સ્વભાવ, તેનીજ રીતે આત્માને જ કર્મ અણુઓ વળગે છે કારણ કે

એનો એવો સ્વભાવ, સ્વભાવ એ વિષયમા તર્ક ન હોય

## સિદ્ધના આત્માને કર્મ કેમ નથી લાગતા?

જો આત્માને કર્મ લાગે એવોજ કર્મનો સ્વભાવ હોય તો તર્ક થશે કે સિદ્ધના આત્માને કર્મ કેમ લાગતા નથી? પણ બારીકાઈથી વિચારતા સમજાશે કે સિદ્ધનો આત્મા શુદ્ધ છે,

કર્મ અશુધ્ધ આત્માને લાગે છે, સિદ્ધો કર્મ રહિત બનેના છે પછી એમને કર્મ લાગવાનો પ્રશ્ન નથી, સિધ્ધાત્માને શરીર નથી, મન વચનને કાયાનો વ્યાપાર નથી, તેમ શુદ્ધ છે માટે કર્મને ગ્રહણ કરવાપણુ નથી એટલે કર્મ લાગે શી રીતે? આપણે પ્રથમ વિચારી ગયા છીએ કે આત્મા કર્મને ગ્રહણ કરે છે કર્મ પોતાની મેળે ઉડીને લાગતા નથી-ચીટકતા નથી

સસારમા રહેલા આત્માને મન વચન કાયાની ક્રિયા છે માટે કર્મ ગ્રહણ છે-કર્મ લાગે છે એજ કારણે એક અપેક્ષાએ કર્મ સહિત આત્માને કથચિત્ રૂપી કહ્યો છે, કોઇ કાળે કર્મથી આ આત્મા મુક્ત હતો અને પછી કર્મ વળગ્યા એમ નથી અનાદિકાળથી આત્મા કર્મ સહિત છે, તેથી અશુધ્ધ છે અશુધ્ધને જ

કર્મ લાગે છે, કર્મ એ રૂપી છે અને આત્મા અરૂપી છે ત્યા અનાદિકાળથી આત્મા કર્મ સહિત છે માટેજ આત્મા ને કથંચિત્ રૂપી કહ્યો છે, સાર એ છે કે કર્મ સહિત આત્મા સક્રિય હોય છે, કર્મ રહિત આત્મા અક્રિય હોય છે, સક્રિય આત્માને કર્મ લાગે છે અક્રિયને નહિ માટે સિદ્ધનો આત્મા કર્મ રહિત હોવાથી તદ્દન શુદ્ધ છે, માટે અક્રિય છે, અશરીરી છે, તેથી કર્મ લાગતા નથી સશરીરી પણ મ સારસ્થ આત્મા મુક્તિમા જવાની તૈયારીમા જ્યારે યોગ નિરોધ - ને ક્રિયા રહિત બને છે, ત્યારે તેમને કર્મનો બંધ હોતો નથી એટલે સંસારી સક્રિય આત્માનેજ કર્મ લાગે છે

આત્મા પોતે કર્મને ગ્રહણ કરે છે, તથાપિ કર્મ લાગ્યા એમ કહેવાય છે, એ એક ભાષાનો વ્યવહાર છે જેમ ગુંદરથી પોસ્ટની ટીકીટને આપણે ચોંટાડીએ છીએ છતા ટીકીટ ચોંટી, બરાબર ચોંટીને ? હા, ચોંટી, એમ કહેવાનો વ્યવહાર છે

## મિથ્યાત્વ, અવિરતિ, કષાય, તથા યોગથી કર્મ બંધાય છે

આ રીતે ભાષાનો વ્યવહાર સમજ્યા પછી, જ્યા જ્યા કર્મ લાગે યા વળગ્યા કહેવાય ત્યા ત્યા આત્મા

કમને ગ્રહણ કરે યા આત્માએ કર્મ ગ્રહણ કર્યા એમ સમજી લેવુ હવે આત્માને કમ લાગે છે શાથી? એક તો ખોટી માન્યતાથી-મિથ્યા ભ્રમણાથી, બીજી દુનિયાના ભોગ વિલાસો માટેની ઇચ્છાથી, મતલબ એને માટે હિંસા, જૂઠ, ચોરી, દુરાચાર, પરિગ્રહનો સંગ્રહ વિગેરે કરવાથી, તેમજ આત્મામા રહેલા ક્રોધ, માન, માયા, લોભ તથા રાગદ્વેષથી તથા આ તમામમા મન વચન ને કાયાની પ્રવૃત્તિથી આત્માને કર્મ લાગે છે, જૈન દર્શનના પારિભાષિક શબ્દોમા કહીએ તો મિથ્યાત્વ, અવિરતિ, કષાય તથા યોગથી આત્માને કર્મનો બંધ થાય છે આત્મા આ ચાર સાધનો વડે કર્મ પુદ્ગલને ગ્રહણ કરે છે, મિથ્યાત્વ એટલે ખોટી માન્યતા અવિરતિ એટલે વિષય ભોગાદિ નિમિત્તે થતી હિંસા વગેરેનો અત્યાગ, કષાય એટલે ક્રોધાદિ અને યોગ એટલે મન વચન કાયાનો વ્યાપાર, એકલા કાય વ્યાપારથીજ કર્મ લાગે એમ નહિ, વાણીના વ્યાપારથી પણ કર્મ ન ।, અને માનસિક વિચાર એટલે મનના વ્યાપારથી પણ લાગે આત્મા સાથે આ રીતે કર્મનુ લાગવુ એનુ નામ બંધ

## કર્મ બંધની ચાર અવસ્થા

હવે કર્મ બંધની અવસ્થાનો વિચાર કરીએ, જેમ

આગના ઢેરમા બેસતા શરીરને કે કપડાને એ આગ લાગે છે, તેમ ધુળ વિગેરેના રજકણો પણ લાગે છે અને તે મેલ રૂપ બને છે તે રજકણીયાઓ એવા લાગે કે જરા ખખેરવાથી ખરી જાય, ઉડી જાય, અને જો તેલવાળુ ચીકનુ કપડુ હોય અગર તેવુ શરીર હોય તો તે રજકણીયાઓ જરાક મજબુત ચોટે છે અને મેલ રૂપ બને છે, એવા મેલને સાફ કરવાને માટે પાણી તથા સાબુની જરૂર પડે છે, તેજ કપડુ કે શરીર ખુબ મેલુ થયુ હોય તો સાબુ તથા પાણીથીય સાફ ન થાય, પણ કપડામા ખાર નાખવો પડે અને ગરમ પાણીમા બોળવુ પડે, અને શરીરને પથ્થરથી ઘસવુ પડે, ચામડી લાલચોળ થઇ જાય ત્યારે જરાક સાફ થાય, તેમજ શરીરમા મેલ એવો બજો લાગ્યો હોય કે તદ્રુપ થઈ જાય, પછી ગમે તેટલુ ધુવો એ મેલ ન જાય, પણ કપડુ ફાટે ત્યારે જાય અને શરીરની ચામડી ઉખડે ત્યારે જાય, આમ મેલ ચોટવા ચાર પ્રકારમા ફરક છે તેમ કર્મબંધનમા પણ ફરક છે, (૧) ઢીલો બંધ, (૨) એનાથી જરા મજબુત (૩) એનાથી પણ વધારે મજબુત (૪) એનાથી પણ ખુબ સખત મજબુત આ રીતે એ કર્મ બંધના ચાર પ્રકાર છે જેને સ્પૃષ્ટ, બદ્ધ, નિધત્ત અને નિકાચિતના નામથી કહેવામા આવે છે, આમ કર્મના બંધની ઢીલાશ તથા મજબુતાઇના કારણરૂપ એ આત્માની રાગદ્વેષ રૂપ ચીકાશ. આત્મામા

નેટેલી છે આત્મામા રાગદ્વષ છે અને ક્રોધમ ન માયા લોભ છે, એને લઇને આત્માના પરિણામો મદતમ-મ. ન્નિ-ન્નિ તમ હોય છે તેથી ઉપર કહ્યા મુજબ બધમા પણ પ્રમાણે પડે છે

## રાગદ્વેષાદિની તારતમ્યતાએ કર્મના બધમા પણ તારતમ્યતા હોય છે

આત્માને કર્મ પુદ્ગલો મજબુત કેમ ચોટે છે?

ચીકાસથી

આત્મા ચીકણો છે કે લુખ્ખો? કહોને? ખાના દુધ, ઘી, તેલ ન મળવાની માયા મળવાની ફરીયા છે, અરે મળવાના ફાફા છે ત્યા ચીકાસ કયાથી લાવવી, ઘી દુધ કઇ ખેતીથી નથી થતા પણ કોઇને મૂળ કારણ કયા જોવુ છે જાનવરોની હિંસા બધ કરવી નથી અને દુધ-ઘી સસ્તુ મેળવવુ છે એ કઈ બની શકે! એના માટે મોઘવારીની ફરીયાદ તો દિનમે દિનમે વધવાનીજ, મૂળ કારણ દૂર ન કરાય ત્યા સુધી ફળની આશા રાખવી નકામી છે નકલી ઘી નીકળ્યા તો શરીર પણ નકલીજ બનેને?

આપણે હવે મૂળ વાત પર આવીએ

સામાન્ય ક્રિયા માત્રથી ઢીના બધાયથા કર્મ પણ તેની અનુમોદના તેમજ પ્રશંસા કરવાથી મજ બૂત-ચીકણા બને છે, આત્મામા રાગદ્વેષ-ક્રોધાદિ કષાયો એ ચીકાસ છે આત્માના પ્રદેશ નથી મન વચન કાયા વડે થતી ક્રિયાઓમા એ ચીકાશનુ જેટલુ જોર વધારે હોય તેટલા પ્રમાણમા કર્મ ગાઢ (મજબુત) બનવાના

## એ કષાય રૂપ ચીકાસને ઓછી કરો-કમન્તેગ કરો અને એનો નાશ કરો

રાગદ્વેષ અને ક્રોધાદિના Cદયથી અતિ મલીન પરિણામથી, ખોટી માન્યતાથી જૂઠી ભ્રમણાથી, જીભ, આંખ, કાન, નાક, અને સ્પર્શેન્દ્રિયની છુટથી આત્મા તે તે પ્રમાણમા કર્મ બાંધે છે કર્મ બાંધે છે એટલે કર્મ બાંધવાની શરૂઆત (આદિ) છે એમ નહિ ' પણ અનાદિથી આત્માને કર્મનો સંસર્ગ છે કોઇપણ કર્મ વ્યક્તિગત સાદિ સાંત છે, પણ ક્રમ પ્રવાહ રૂપે અનાદિ છે, ભવ્યાત્મા માટે અનાદિ સાંત તથા અભવી તથા જાતિ ભવી માટે અનાદિ અનંત છે પણ પ્રવાહ રૂપે

મતલબ કે આત્મા નવા કર્મ બાંધે છે અને જુના કર્મ ભોગવે છે, ભોગવાયેલા કર્મ આત્માથી છુટા પડે

છે આ રીતે નવા કર્મનો બંધ, જુનાનો ભોગ, ભુક્તની નિર્જરા સમય સમય ચાલુ છે આ રીતે નવા બંધાય છે જુના ભોગવાય છે, બાંધેલા સત્તામાં પડ્યા રહે છે અવસર આવ્યે ફળ આપે છે આ સીનેમીનો અનાદિ કાળથી ચાલે છે. આ પ્રમાણે આત્મા કર્મથી કચરાય છે, જન્મ જન્મમાં દુ:ખી થાય છે, જન્મ જન્મમાં નવું ભાળે છે, મોહમાં તણાય છે, મેળવના મથે છે, જીવન હારે છે, નવાનવા મનોરથો ઉભા કરે છે, જીવન પુરૂ થયે અધુરા મનોરથે ખાલી હાથે જાય છે એમ આપણા ઘણા જન્મો એળે ગયા, પણ હવે બાકી રહેલી જીંદગી ન ગુમાવશો, માટે સાવચેત બનીને ઉંચ કોટિનું જીવન બનાવજો. ચાલો હવે મૂળ વિષય પર—આ રીતે મિથ્યાત્વ, અવિરતિ, કષાયને યોગ [ મન, વચન ને કાયાના વ્યાપારો ] થી કર્મ બંધાય છે, તે બાંધેલા કર્મો પ્રથમથી ઢીલા બાંધ્યા હોય તો પાછળથી પણ તેના પરિણામોને લઇને મજબુત અથવા ઢીલા બને છે સ્થિતિ પણ પાછળથી ઓછીવત્તી થાય છે રસ પણ ઓછો વત્તો થાય છે, પ્રદેશો પણ ઓછાવત્તા થાય છે, આ બધુ કષાયોની તારતમ્યતાને આભારી છે આત્મામાં રહેલી કષાયો ની ચીકાસ કર્મની સ્થિતિ અને રસમાં કારણભૂત છે, અને આ કષાયોની ચીકાસ ઘણી સસ્તી છે, એને મોંઘી કરવાની છે અંતરમાં ન દેખાય તેની કરવાની

છે, યાદ રાખો, એ ચીકાસ જેટલી ઓછી, ઓછી, તેટલી આઝાદી વધારે, આત્મામા કષાયોનુ જોર જેટનુ ઓછુ કરનો, તેટલી સુખ-સમૃદ્ધ વધારે, તેટલો આત્માનો વિકાસ વધારે, કષાયો જે આત્મામા ઓછા તે આત્મા ઉંચો, સુખી અને બહુલામર અમર બન નારો, દુનિયામા પણ આપણે જોયે છીએ, કે જેમ ચીકાસ વધારે હોય છે તેમ ચીજ વધારે ચોટે છે, જેમ ગુંદરથી પોસ્ટની ટીકીટ ચોટાડો એની ચોટ કે પડી ઉખડે નહિ, ફાટે ભલે! પણ એજ ગુંદરમા વધારે પાણી નાખીને ચીકાસ ઓછી કરો તો એ ટીકીટને હાથે દાબ્યા કરો તોય ન ચોટે પણ ઉખડી જાય, તેમ આ માની અંદર કષાય રૂપી ચીકણાસ જેમ વધારે હોય તેમ કર્મ મજબુત ઢીને લાગે છે, અને તે કર્મો લાંબી સ્થિતિવાળા ને તીવ્ર અશુભ રસવાળા બને છે માટે અકષાય રૂપ ચીકાસને ઓછી કરો, કમજોર કરો, અને તેનો નાશ કરો

## સ્પૃષ્ટાદિ પ્રકારની સામાન્ય સમજ

કર્મના બે પ્રકાર છે એક શુભ કર્મ અને બીજુ અશુભ કર્મ બન્ને પ્રકારના કર્મો ચાર અવસ્થાએ બધાય છે, સ્પૃષ્ટ, બધ્ધ, નિધત્ત અને નિકાચિત રૂપે. કર્મ લાગે છે તો મિથ્યાત્વ, અવિરતિ, કષાય, તથા

યોગથી, છતા શુભ અને અશુભ રૂપે કર્મના બે પ્રકાર હોવાથી તેને વિશેષ બારીકાઇથી સમજવાની જરૂર છે

પ્રથમ અશુભ કર્મનો વિચાર કરીએ છીએ જ્યારે આત્માના રાગદ્વેષની પરિણતી મંદ હોય ત્યાં કર્મનો બંધ સ્પૃષ્ટપણે થાય, એ બંધ ઢીલો હોય, જેને લુખ્ખો પન લેપ, એનો નાશ નિંદા-ગર્હાથી પણ થઇ શકે છે

સ્પૃષ્ટથી બધ્ધ કર્મ વધારે મજબુત, કારણ કે એમા રાગદ્વેષની પરિણતી વધારે હોય છે એનો વિનાશ વિશેષ-આલોચનાદિ ક્રિયાથી થાય છે, હવે ત્રીજો પ્રકાર નિધત્ત કર્મના વિષયનો, જે ક્રિયાઓમા કષાયોની પરિણતી અને રસ વધારે હોય તેનાથી કર્મ બંધ નિધત્ત રૂપે થાય છે તેના કર્મો આકરા તપથી ક્ષય પામે છે ઉપરના ત્રણ પ્રકારોમા બતાવેલા અધ્યવસાયોથી તીવ્ર અધ્યવસાય અને તીવ્ર રસ પૂર્વક જે ક્રિયાઓ કરાતી હોય, અને કર્યા પછી પણ જેનો ખેદ ન હોય ત્યારે તે કર્મો ઘણાજ મજબુત બંધાય છે જેને ભોગવવાજ પડે છે તેને નિકાચિત કર્મબંધ કહેવામાં આવે છે આ કર્મો બાંધ્યા પછી છુટતા નથી પ્રદેશ અને વિપાક વડે જરૂર ફળ આપે છે, આવા

કર્મોનો નાશ કરવા માટે-ઘણાજ તપની જરૂર રહે છે ઘણ તીવ્ર તપ હોય અને ઘણાજ શુદ્ધ અધ્યવસાયો હોય ચારે વ્હાય ક્ષય થાય

હવે શુભ કર્મના બન્ધને વિચારીએ છીએ-શુભ કર્મ એટલે પુણ્ય, જ્યારે આત્મા કોઈ પણ પ્રકારની ધર્મક્રિયા કરતો હોય પણ જેમ તેમ કરતો હોય, જેમા મનની સ્થિરતા રસ ને પ્રેમ પણ ન હોય ત્યારે આત્મા પુણ્ય બાંધે પણ તે પુણ્યનો બન્ધ બહુ ઢીલો એટલે સ્પૃષ્ટ રૂપે થાય જ્યારે ધર્મક્રિયા કરતા કર્ઠક રસ ને પ્રેમ હોય ભક્તિ ને બહુમાન હોય તે વખતે આ માને પુણ્યબન્ધ બધ્ધ રૂપે થાય છે, અને ખુબ રસપૂર્વક ઉંચા અધ્યવસાયોથી અને ખુબ ભક્તિ બહુમાનથી ધર્મક્રિયાઓ કરતા, વધારે મજબુત પુણ્ય બન્ધાય, એટલે નિધત્તરૂપ પુણ્યાનુબન્ધી પુણ્ય બન્ધાય અને એથી પણ વિશેષ તીવ્ર પરિણામથી અત્યન્ત રસ ને ઉલ્લાસ પૂર્વક ઘણા ભક્તિ બહુમાનથી સિદ્ધાન્ત મુજબની ધર્મ ક્રિયા કરવામા આવે તો પુણ્યાનુ બન્ધી પુણ્ય પણ ખુબ મજબુતપણે એટલે નિકાચિત પણે બન્ધાય છે આ વિષયમા પુણ્યાનુ બન્ધી પાપાનુ બન્ધી પુણ્યપાપનો વિચાર તે વિષયના ગ્રન્થોથી જાણી લેવો

પુણ્યાનુબંધી પુણ્ય આત્માને એવી કનાગત કરતુ નથી, અને તેનુ ધર્મનું વિઘાતક નથી, તેના કેનાએક પ્રકારના ધર્મમા મદદગાર થાય છે માટે કથંચિત્ ઉપાદેય એટલે ગ્રાહ્ય કહ્યુ છે

આ સ્પ્રષ્ટ, બધ્ધ આદિના વિષયને સમજાવવા-માટે શાસ્ત્રકારોએ સોયોનુ દષ્ટાન્ત આપ્યુ છે, તેનાથી આ વિષય વધુ સરલ બને છે જેમકે સો બસો સોયો ની ઢગલીને હાથ વગેરે લગાડતા વિખરાઈ જાય, સ્પૃષ્ટ કર્મો પણ તેવા પ્રકારના હોય છે, એ કર્મબંધ કીધો હોય, ખોટુ કાર્ય થઈ ગયુ હોય તો પસ્તાવો વગેરે થાય એટલે એ કર્મ ગળી જાય, ભોગવ્યા વિના પણ એ કર્મ છુટે

અહી એક વાત ધ્યાનમા રાખવાની છે કે જે ક્રિયાથી કર્મબંધ થયો હોય તેથી વિપરીત ક્રિયાથી કર્મ છુટે, પાપ ક્રિયાથી થયેલો અશુભ કર્મબંધ ધર્મ ક્રિયાથી છુટે, તેવીજ રીતે ધર્મ ક્રિયાથી પડેલો શુભ બંધ ભોગાદિથી છુટી જાય સામાયક પૂજા, છજ રક્ષાદિ કાર્ય વ્યાખ્યાન શ્રવણ આ તમામ ક્રિયા કરે પણ ઉપરછલ્લાભાવે, વિના દીલે, પ્રેમ વગર, ઠીક છે આવ્યા તો કરી લ્યો આ રીતે કરાય તો ધર્મક્રિયાથી પુણ્યબંધ પણ સ્પૃષ્ટ રૂપ જાણવો, પાપ ક્રિયાથી પાપ

નો બન્ધ થાય, પાપ કરતું પડ્યું, દીવ નગર કર્યું, ન ક્રુક કર્યું, એ પૂનક કર્યું જેથી પાપમાં પણ પુણ્ય રૂપ બંધાય

બંધ-ક્રિયાથી થાય, ક્રિયા શરીરથીજ થાય એમ નહિ, વાણીથી પણ થાય અને મનથી પણ થાય, માટે માનસિક વિચારોથી પણ કર્મ બંધાય છે ને વાણીથી અને શરીરથી પણ કર્મ બંધાય છે

ચારિત્ર પાલન, વ્રતધારી જીવન પૂજાદિ અનુષ્ઠાન, એમા મન, વચન કાયાના યોગની પ્રવૃત્તિ થાય-એટલે પુણ્યાનુબંધી પુણ્ય બંધાય જેને સમજે કર્મ આજેજ ટાળુ એ ન ટળે, પણ ધર્મ કરતા ધીરે ધીરે કર્મનો વિનાશ થાય છે, કેમકે ધર્મ ક્રિયા કરતા બંધ ઓછો ને નિર્જરા વધારે, જેમા એટલી નિર્જરાજ હોય બંધ ન હોય એવી ક્રિયા ન હોય

બંધનમાથી કરવો મારવાનો છે, પણ કરવાથી થોડો તો આવવાનોજ, પણ સિધ્ધાંત મુજબની ક્રિયાથી નિર્જરા વધારે અને બંધ ઓછો, અને જે બંધ થાય તે પણ પુણ્યાનુબંધી પુણ્યનો, તેના ઉદયમા આત્માને ધર્માર્ગ ન ન થાય, અને આત્મા સુખી અને શાંત રહે, એ પુણ્ય ધર્મ વિઘાતક ન નિવડે, ઉત્તરોત્તર ચઢતી કરી સ્વર્ગાદિ સુખ આપે, અને સું

લોમાં પણ મદદગાર બને તાત્પર્ય એ છે કે મુક્તિ ન થાય ત્યાં સુધી પુણ્યાનુબંધી પુણ્ય જીવને સદ્ગતિ અપાવે, અને મુક્તિના કારણો એવી રીતે ભેગા કરી આપે કે જેનાથી જલ્દી મુક્તિ જવાય કદાચ કોઇ એમ કહે કે પુણ્યાનુબંધી પુણ્ય પણ કર્મ છે અને તેના કારણ રૂપે ધર્મ ક્રિયા છે માટે કર્મ તોડવાની ભાવના વાળાએ ધર્મ ક્રિયા શા માટે કરવી જોઇએ, એમ કહેનારા ભોળા છે અને તેઓ સિદ્ધાંત વિરૂધ્ધ જાય છે, કેમકે કોઇ પણ જીવ ધર્મ ક્રિયા કર્યા વિના મુક્તિએ જતો નથી, શુધ્ધ ભાવ પૂર્વકની ધર્મ ક્રિયાથી પણ શાસ્ત્રકારોએ ધર્મ બતાવ્યો છે, અને તે ધર્મક્રિયાઓ ભલે પુણ્ય બંધાવતી હોય પણ ઘણીજ નિર્જરાના કારણ રૂપે છે ચૌદમા ગુણસ્થાનક પહેલાં કોઇ પણ આત્મા ક્રિયા વગર રહી શકે જ નહિ, શુભ કે અશુભ યોગ ક્રિયાતો ચૌદમુ ગુણસ્થાનક ન આવે ત્યાં સુધી રહેવાની જ અને ચૌદમુ ગુણસ્થાનક તેના પ્રકારની ધર્મ ક્રિયા કર્યા વગર આવી શકેજ નહિ, માટે ધર્મ ક્રિયા પરંપરાએ કેવળજ્ઞાનનું કારણ છે, ચૌદમા ગુણસ્થાનકનું કારણ છે અને મુક્તિનું પણ કારણ છે માટે આત્માને શુધ્ધ કરવાની અભિલાષાવાળાએ અને મુક્તિની અભિલાષાવાળાએ ધર્મ ક્રિયા કરવીજ જોઇએ

હવે કમ ક્રિયા કરે પણ નગર મને, કાયાથી જેમતેમ કરે, નીરસ ભાવે કરે તો પુણ્યકર્મ પણ સ્પૃષ્ટ રૂપે બધાય, એવી જ રીતે પાપ ક્રિયા હિંસા, જૂઠ, ચોરી, દુર્ધ્યાન, પરિગ્રહ સંગ્રહ આદિમા પણ સમજવુ, ફસાઇ ગયા, ક્રિયા કરવી પડી કરી, પણ રાચીમાચીને નહિ પશ્ચાતાપ સાથે, બળતા બળતા કરીએ એ પાપનો બંધ બહુ નજીવો થાય ગુરૂ પાસે આવીને કહેવાથી નિંદા-ગર્હા વગેરે કરવાથી ભાવના ભાવવાથી એ પાપ ધોવાઈ જાય

## બદ્ધ તથા નિધત્ત રૂપ કર્મ બંધનુ સ્વરૂપ

હવે બધ્ધનુ સ્વરૂપ વર્ણવવામા આવે છે, એ સોયોને દોરાથી બાંધો તો એકદમ ન છુટે તેમ સ્પૃષ્ટ રૂપ કર્મબંધ કરાવનારી સારી કે નરસી ક્રિયા કરતા બધ્ધ રૂપકર્મ બંધ કરાવનારી ક્રિયામા રૂચિ, રાગ, આદિ ભળેલા હોય છે, એ બંધ માત્ર ખંખેરે ન જાય, પાપ કરવામા રાચવા પણ હોય એટલે કર્મ બંધ મજબુત થાય, એ ટાળવા ખાસ પ્રાયશ્ચિતાદિ કરવુ પડે, બાંધેલી સોયોની દોરીને ઢીલી કરવા પ્રયત્ન કરવો પડે તેમ, એ કર્મને તોડવા માટે પણ પ્રયત્ન કરવો પડે, આવા પ્રયત્નથી નાશ પામનારો કર્મબંધ તે બધ્ધ એવો કર્મ બંધ કહેવાય,

પણ રાગદ્વેષની માત્રા વધારે હોય તો નિધત્ત રૂપે કર્મ બંધ થાય અહીં એક વાત ધ્યાનમા રાખવાની જરૂર છે કે-પ્રથમ સ્પૃષ્ટ બંધ થયો હોય પણ પાછળથી તે બંધ બંધ, નિધત્ત કે નિકાચિત રૂપે પણ થઈ જાય છે, કારણ તે ક્રિયા પછી ખુબ પ્રશંસા કરી હોય ખુબ રાજી થયા હોય તો આમ બને છે, જેમકે પહેલા પાપ કર્મ નીરસ ભાવે કર્યું જેથી કર્મબંધ સ્પૃષ્ટ રૂપે થયો અને પાછળથી તે ક્રિયાથી આત્મા રાજી થયો, તે પાપની પ્રશંસા કરતા લાગ્યો એમ હોય તો પૂર્વે બાંધેલ સ્પૃષ્ટ કર્મ બધ્ધ રૂપે બને છે, એવીજ રીતે પૂર્વે બધ્ધ રૂપે કર્મ બંધ થયો હોય પણ પછી ખુબ રાજી થાય, બહાદુરી બતે, પોતાની મેળેજ પોતાને શાબાશી આપે તો તે બધ્ધ રૂપે બાંધેલુ પાપ કર્મ નિધત્ત રૂપે થાય તેમ નિધત્ત રૂપે બાંધેલુ પાપ કર્મ પણ પાછળથી ઘણીજ પ્રશંસા કરે, ઘણોજ રાજી થાય, ખુબ બડાશમારે હેક ઠેકાણે કહેતો ફરે, આનંદ ને અનુમોદના નો પાર ન હોય તો તે જેમ પૂર્વે શિથિલ બંધને બાંધેલુ પાપ કર્મ મજબુત બને છે, તેમ પૂર્વે મજબુત બંધને બાંધેલ પાપ કર્મ પણ ધર્માચિન્તનથી અને સંવર ભાવથી ઢીલુ બને છે

હવે આપણે પ્રસ્તુત વિષય પર આવીએ, નિધત્ત બંધ કેવો, જેમ સોયોને દોરાથી બાંધી પછી કા

લાગો ને ચોટી ગઈ એ ક્યારે છુટે ખુબ તેલ નોરે લગાડી અને સોયોને ઘસવામા આવે ત્યારે તે સોયો છુટી થય અને સાર થાય નિધત્ત બંધ પણ એનો હોય છે નિધત્ત બધે બાધેના કર્મોને છોડના માટે આકરી તપશ્ચર્યા કરવી પડે, પશ્ચાતાપ કરવો પડે અને નિંદા-ગર્હા કરવો પડે, ઉચ્ચ પ્રકારની ભાવનાઓ ભાવવી પડે અને શુદ્ધ અધ્યવસાયો હોય ત્યારે એ કમ છુટી શકે છે, અન્યથા તેના કર્મના ઉદયે એકડાને હજારો વર્ષો સુધી દુખ ભોગવવુ પડે, એ કર્મો જીવને રડાવે, દુખ દે, પીડે, ત્રાહી, ત્રાહી પોકરાવે, કઇ ધાર્યું થવા ન દે, ઘડી પહેલા ખુશી હોય ત્યા તો ખેદના ખબર આવે, અવા પાસા અવળા પડે, નિધત્ત રૂપે બાધેના પાપ કર્મના ઉદયે બધુ અવળુ જ થાય

એવી રીતે ધર્મ ક્રિયા રસ પૂર્વક કરી હોય તો પુણ્યબધ પણ નિધત્ત રૂપે થાય એના ઉદય કાળે મનુષ્ય જન્મ આર્યદેશ, ઉત્તમ કુળ, પાચે ઇન્દ્રિય સપુર્ણ નિરોગ શરીર, ઇષ્ટ વસ્તુનો સયોગ, ચારે તરફથી આબાદી અને ધર્મના સાધનો મળે એના પુણ્યના ઉદયે આનદ આનદ થાય

પણ નાગદ્વેષની માના વધારે હોય તો નિધત્ત રૂપે કર્મ બંધ થાય અહીં એક વાત ધ્યાનમા રાખનાની જરૂર છે કે-પ્રથમ સ્પૃષ્ટ બંધ થયો હોય પણ પાછળથી તે બંધ બંધ, નિધત્ત ક નિકાચિત રૂપે પણ થઇ જાય છે, કારણ તે ક્રિયા પછી ખુબ પ્રશસા કરી હોય ખુબ રાજી થયા હોય તો આમ બને છે, જેમકે પહેલા પાપ કર્મ નીરસ ભાવે કર્યું જેથી કર્મબંધ સ્પૃષ્ટ રૂપે થયો અને પાછળથી તે ક્રિયાથી આત્મા રાજી થયો, તે પાપની પ્રશસા કરના લાગ્યો એમ હોય તો પૂર્વે બાધેલ સ્પૃષ્ટ કર્મ બધ્ધ રૂપે બને છે, એવીજ રીતે પૂર્વે બધ્ધ રૂપે કર્મ બંધ થયો હોય પણ પછી ખુબ રાજી થાય, બહાદુરી બકે, પોતાની મેળેજ પોતાને શાબાશી આપે તો તે બધ્ધ રૂપે બાંધેલુ પાપ કર્મ નિધત્ત રૂપે થાય તેમ નિધત્ત રૂપે બાંધેલુ પાપ કર્મ પણ પાછળથી ઘણીજ પ્રશસા કરે, ઘણોજ રાજી થાય, ખુબ બડાસમારે ઠેક ઠેકાણે કહેતો ફરે આન ૦ ને અનુમોદના નો પાર ન હોય તો તે જેમ પૂર્વે શિથિલ બંધને બાંધેલુ પાપ કર્મ મજબુત બને છે, તેમ પૂર્વે મજબુત બંધને બાંધેલ પાપ કર્મ પણ ધર્માચરણથી અને સવર ભાવથી ઢીલુ બને છે

હવે આપણે પ્રસ્તુત વિષય પર આવીએ, નિધત્ત બંધ કેવો, જેમ સોયોને દોરાથી બાંધી પછી કાટ

નાખો ને ચોટી ગઈ એ કયારે છુટે ખુબ તેલ નાંખે લગાડી અને સોયોને ઘસવામાં આવે ત્યારે તે સોયો છુટી થય અને સાફ થાય નિધત્ત બધ પણ એવો હોય છે નિધત્ત બધે બાંધેલા કર્મોને છોડવા માટે આકરાં તપશ્ચર્યા કરવી પડે, પશ્ચાતાપ કરવો પડે અને નિંદા-ગર્હા કરવી પડે, ઉચ્ચ પ્રકારની ભાવનાઓ ભાવવી પડે અને શુદ્ધ અધ્યવસાયો હોય ત્યારે એ કર્મ છુટી શકે છે, અન્યથા તેના કર્મના ઉદયે સેકડોને હજારો વર્ષો સુધી દુખ ભોગવવું પડે, એ કર્મો જીવને રડાવે, દુખ દે, પીડે, ત્રાસ આપી પોકરાવે, કઇ ધાર્યું થવા નદે, ઘડી પહેલા ખુશી હોય ત્યા તો એના ખબર આવે, બધા પાસા અવળા પડે, નિધત્ત રૂપે બાંધેલા પાપ કર્મના ઉદયે બધુ અવળુ જ થાય

એવી રીતે ધર્મ ક્રિયા રસ પૂરક કરી હોય તો પુણ્યબધ પણ નિધત્ત રૂપે થાય એના ઉદય કાળે મનુષ્ય જન્મ આર્યદેશ, ઉત્તમ કુળ ઉત્તમ ખાનદાન સપુર્ણ નિરોગ શરીર, ઇષ્ટ વસ્તુનો સયોગ, ચારે તરફથી આબાદી અને ધર્મના તત્વનો અને બીજા પુણ્યના ઉદયે આનદ આનદ થાય.

## નિકાચિત બંધ

તેજ ગોયના જથાને તપાવી તપાવીને, કટી કુટીને, ગમે કર્યો હોય તો તે કોઈ રીતે છુટી નથી પડતી. તેમ નિકાચિત કર્મબંધ પણ એવો હોય છે એ કર્મ જીવને ભોગવવુ જ પડે, ભોગવેજ છુટે, વિના ભોગ ન છુટે, એવો મજબુત બંધ શી રીતે થાય-જેમ કોઈને મારવાની બુદ્ધિ થઈ, મારતા પહેલા તીવ્ર ઇચ્છા, અને મારુ તો જ ખરો, મારતી વખતે હર્ષ, તીવ્ર ભાવથી ફરી ફરીને મારે અને માર્યા પછી માર્યાના પાપને બહાદુરીનુ કામ માને, અને એવી બહાદુરીની ખુબ પ્રશંસા કરે, આવી ક્રિયા કરતા આત્મામાં કષાયોની માત્રા ઘણીજ જોરદાર હોય, ખુબ રાગ દ્વેષ હોય, રૌદ્ર પરિણામ તીવ્ર હોય, તો તે હિંસાજન્ય કર્મનો નિકાચિત બંધ પડે તે ભોગવવે જ પડે, પાછળથી ઘણી ધર્મક્રિયા કરો, દેવગુરુની સેવા કરો, તપશ્ચર્યા વગેરે કરો, તો પણ એના કર્મના ઉદયકાળે એનુ ફળ તો મળવાનુ જ, જેમ કેટલાએક રોગો એવા હોય છે, જેને મટાડવા ઘણા ઉપાયો અને દવા કરવા છતાય તે મટતા નથી, ધન મેળવવા માટે ઘણી મહેનત કરે છતા ન મળે, દુઃખ ટાળવા માટે ઘણા ઉપાયો કરે છતા ન ટળે, ત્યા એવા નિકાચિત કર્મનો ઉદય સમજવો, એવીજ રીતે ઘણા સારા અધ્યવસાયોથી ખુબ રસ પૂર્વકની ધર્મ

ક્રિયાથી બાંધેલ પુણ્ય પણ નિકાચિત રૂપે થાય, તે પણ ભોગવવુજ પડે, પાપની જેમ વ્યકિતગત પુણ્યાનુ બધી પુણ્યની સ્થિતિ પણ સાદિસાંત છે પુણ્યાનુ બધી પુણ્ય સ્વર્ગાદિ સદગતિમા લઈ જાય ના પુણ્ય કરનારે પુણ્યના ફળમા આસકિત ન રાખવી, દુનિયાના ભોગ વિલાસની વાંછા પણ ન ત્તો શાલિભદ્રની અપુર્વ ઋધ્ધિ પુણ્યાનુબંધિ ણ્યની સમજવી ઘ્નાય એના પવિત્ર આત્માને એ ડતા જતાય વાર ન લાગી, તમારી ઋદ્ધિ કેટલી? તેની અપેક્ષાએ ઘણી ઓછી છતા કેટલો મોહ? એ મંનુ બેર સૂચવે છે

નિકાચિત કર્મો આત્માને ભોગવવાજ પડે છે જારે લાખો વર્ષો સુધી હાયવાય કરે, ખુબ રડે ા પણ બાધના તે પાપ કર્મો છોડે નહિ, એવુ નિકાચિત કર્મ પણ બહુ ઘોર તપથી ધર્મ ક્રિયામા ાવની તથાવિધ તલ્લીનતાથી, ઘણાજ પવિત્ર ચારેથી કાય નાશ પામી શકે પણ એવુ ાચિત બને

## ધની વિશેષ સમજ-પ્રકૃતિ બંધ વગેરે.

ખોટી માન્યતા-મિથ્યાત્વથી, દુનિયાના રંગ-રાગમા અને વિષય વિલાસમા ઝાઝી પ્રવૃત્તિ.

અવિરતિથી, ક્રોધ, માન, માયા, લોભાદિ કષાયોથી, અને મન, વચન, કાયાની પ્રવૃત્તિરૂપ યોગથી આત્મા કર્મના પુદ્ગલો ગ્રહણ કરે છે કર્મના પુદ્ગલોનુ ગ્રહણ કરવુ તેને બંધ કહેવામા આવે છે

પ્રશ્ન-પુદ્ગલો જીવ ગ્રહણ કરે છે કે શરીર?

ઉત્તર-જીવ

આંખથી જોવાય, કાનથી સાંભળાય પણ આંખ કાન તો સાધન છે, જોનાર તથા સાંભળનાર તો જીવ છે મડદુ જુએ છે? સાંભળે છે? કહેવુ જ પડશે નહિ આંખ કાન તો એને પણ છે, એટલે જ્ઞાન કરનાર આત્મા છે, પ્રયત્ન કરનાર પણ જીવ છે, માટે કર્તા જીવ છે તેથી કર્મના પુદ્ગલોને ગ્રહણ કરનાર પણ જીવ છે અને કર્મનુ ગ્રહણ કરવુ તેનુ નામ બંધ, બંધના ચાર પ્રકાર છે, પ્રકૃતિબંધ, સ્થિતિબંધ, રસબંધ અને પ્રદેશબંધ

પ્રકૃતિ એટલે સ્વભાવ, સ્થિતિ એટલે કાળ મર્યાદા, રસ એટલે અનુભવ અને પ્રદેશ એટલે પ્રમાણઓ, જેમ દૃષ્ટાંત તરીકે આટો, ઘી, ગોળ અને સાકર વગેરે વસ્તુઓથી બનેલો જુદી જુદી જાતના લાડુ કોઇ વાયુ કરે, કોઇ પિત્ત અને કોઇ કફ કરે આ એની પ્રકૃતિ યાને સ્વભાવ, એમ કર્મના પણ સ્વભાવ

તીનતર એમ રસના ઘણા પ્રકારો હોય છે તે પણ કષા યોથી પડે છે જેમ સ્થિતિ બાંધ્યા પછી પાછળથી તેના અધ્યવસાયો અને તેની ક્રિયાઓને લઇને ઓછી વત્તી થાય છે તેમ રસ પણ પાછળથી તેના અધ્યવ સાયો અને તેની ક્રિયાઓથી ઓછાવત્તો થાય છે, અને તેજ પ્રમાણે ફળ આપે છે

## કર્મબંધની સાથેજ પ્રકૃતિ, સ્થિતિ વગેરે પડે છે

કર્મ બાંધતાની સાથેજ પ્રકૃતિ, સ્થિતિ ને રસ બંધાઈ જાય છે

એ પ્રકૃતિના મૂળ આઠ વિભાગો છે, જેમ જ્ઞાનાં વરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામકર્મ, ગોત્રકર્મ અને અંતરાય કર્મ, ઉદય વખતે આ કર્મો આત્માને તેવી તેવી અસર કરે છે જ્ઞાનાવરણીય કર્મ જ્ઞાનને રોકે છે, દર્શનાવરણીય કર્મ દર્શનને રોકે છે, મોહનીય કર્મ આત્માને મુંઝાવે છે એટલે આત્મા ના વીતરાગ રૂપ સાચા સ્વભાવને દબાવે છે વેદનીય કર્મ વેદના આપે, તેમજ આત્માના સાચા સુખને દબાવે છે, નામ કર્મથી શરીર તથા તેની આકૃતિ તથા તેના રંગ વગેરે બને છે, ગોત્રકર્મ ઉંચનીચ ગોત્ર આપે, અંતરાય કર્મ પ્રાપ્તિમા આડે આવે, દાન, ભોગાદિમા અંતરાય કરે, અને આયુષ્ય કર્મથી દરેક

ભવમા અમુક વર્ષ સુધી જીવનની મર્યાદા બધાય આયુષ્ય કર્મનો બધ તો જીવનમા એકજવાર હોય છે બાકીના સાત કર્મની પ્રકૃતિનો બધ સમય સમય હોય છે દરેક સમયમા સાતે કર્મ બધાય છે, અહીંઆ એવો તર્ક થશે કે દરેક સમયમા સાત કર્મ શી રીતે બધાય, એના સમાધાનમા હરેક જીવને હરેક સમયમા આઠે કર્મનો ઉદય હોય છે એટલે આત્માના ઉપર બધાય કર્મોની અસર હોય છે તેથી બધા કર્મની અસરવાળા પરિણામથી બધાય કર્મ બધાય, માત્ર આયુષ્યના માટે તે વાત નહિ, જેમ એક દવાની ગોળીમા, તીખી, ખાટી, ખારી, તુરી વગેરે વસ્તુઓ નાખી હોય અને ઘોટી ઘોટીને ખુબ એકમેક કરી દીધી હોય પછી એની ગમે એટલી નાની ગોળી બનાવો અને ચાખો તો બધાય રસોનો સ્વાદ એક સાથેજ આવવાનો, તેમ કર્મના ઉદયની અસર આત્માના પરિણામો ઉપર હોવાથી તેવા પરિણામોથી તેવા તેવા પ્રકારના કર્મો એક સાથે ને એક સમયેજ બધાય છે તેમ સમયે સમયે આઠે કર્મો ભોગવાય છે

દાખલા તરીકે જેમ એક માણસને કોઇપણ જાતનો રોગ થયો તે વખતે અશાતાવેદનીયનો ઉદય (ભોગ) આવે છે, અને શરીર વગેરે જડ છે એને એ પોતાનુ માને છે માટે જ્ઞાનાવરણીયના ઉદયથી અજ્ઞાનતા

પણ છે, ખરી વસ્તુ સ્થિતિને જોઇ શકતો નથી માટે દર્શનાવરણીયનો ઉદય પણ છે શરીર વગેરે પર છે છતા પોતાપણાની બુદ્ધિ એ મમત્વભાવ છે; એટલે મોહનીય કર્મ ભોગવાય છે શરીર વગેરે કાયમ છે માટે નામ કર્મ ભોગવાય છે, ઉંચ યા નીચ ગોત્રમા રહેલા છે માટે ગોત્રકર્મ ભોગવાય છે, જીવે છે માટે આયુષ્ય કર્મ ભોગવાય છે, મા ગેલી વસ્તુ નથી મળતી માટે અંતરાય કર્મ ભોગવાય છે, તાત્પર્ય એ છે કે સમય સમય સાત યા આઠ કર્મનો બંધ, આઠનો ઉદય એટલે ભોગ અને આઠે કર્મની નિર્જરા આ બધુ ય આત્માને દરેક સમયે થાય છે એટલે સાર એ થયો કે આત્માને સમયે સમયે અજ્ઞાન-અદર્શન સુખ યા દુખની વેદના મમત્વ-ભાવ, જીવન, શરીરાદિ વસ્તુ ઉંચ્ચ યા નીચ કુળ દાન, લાભ વગેરેમા અંતરાય આ બધુ હમેશા ચાલુજ છે એક સાથે બધુ ભોગવાય છે-કારણ કે આઠે કર્મનો ઉદય ચાલુ છે માટે આ આઠ કર્મમા આત્માના ગુણને ઘાત કરનારા ચાર કર્મ છે, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય ને અંતરાય, એને ઘાતિકર્મ કહેવામા આવે છે જ્ઞાનાવરણીય કર્મ દર્શનાવરણીય કર્મની વિશિષ્ટ અવસ્થામા કારણ છે દર્શનાવરણીય કર્મ મોહનીય કર્મમા કારણ છે અને મોહનીય કર્મ મિથ્યાત્વમા કારણ છે અને મિથ્યાત્વથી આઠે કર્મો બંધાય છે.

અબાધાકાળ

આત્માએ કર્મબંધ વખતે જે સ્થિતિ બાંધી તે સ્થિતિવાળુ કર્મ તત્ત ઉદયમા ન આવે પણ તેનો અવસર આવે ત્યારે તે ઉદયમા આવે અને ફળ આપે, અવસર ન આવે ત્યા સુધી તે કર્મ સત્તામા પડયુ રહે એટલે કે તે કર્મ આત્માને ચોટીને રહે, જ્યા સુધી તે ફળ ન આપે તે કાળને અબાધાકાળ કહેવાય છે એટલે ફળ નહિ આપવાનો કાળ, જેમ મોહની કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ સિત્તેર ક્રોડાક્રોડ સાગરોપમની છે તો તેનો અબાધા કાળ સાત હજાર વર્ષનો હોય છે, ત્યા સુધી એ કર્મ ઉદયમા આવી શકે નહિ, તેમ જ્ઞાનાવરણીય કર્મની સ્થિતિ ત્રીસ ક્રોડાક્રોડી સાગરોપમની છે તો ઉત્કૃષ્ટ સ્થિતિએ બાંધેલુ તે કર્મ ત્રણ હજાર વર્ષ સુધી ઉદયમા ન આવી શકે, એમ કર્મની સ્થિતિ ઉત્કૃષ્ટ, મધ્યમ અને જઘન્ય પણ હોય છે જઘન્ય સ્થિતિ અતમુહુર્તની અને ઉત્કૃષ્ટ સ્થિતિ સિત્તેર ક્રોડાક્રોડી સાગરોપમની અને વચલી મધ્યમ સ્થિતિ કહેવાય છે જુદા જુદા કર્મની સ્થિતિ જઘન્ય, મધ્યમ ને ઉત્કૃષ્ટ બેઉ જુદી જુદી હોય છે તેમ તે સ્થિતિ મુજબ તેનો અબાધાકાળ પણ જુદો જુદો હોય છે. પોતપોતાનો અબાધાકાળ પૂર્ણ થયે તે તે કર્મ

યમા આવે, ફળ આપે ને આત્માને નમવે છે, એ દ્રવ્યક્ષેત્ર કાળ ભાવનો જોગ ન મળે તો પ્રદેશથી પણ ઉદયમા આવી જાય ને ખરી જાય, એના વિપાકનો એટલે ફળનો અનુભવ ન થાય એમ પણ બને છે

સભામાથી પ્રશ્ન -એક સ્ત્રીએ પુરૂષને બળદ બનાવ્યો તે આયુષ્ય મનુષ્યનુ ભોગવે કે બળદનુ

ઉત્તર -આયુષ્ય મનુષ્યનુ ભોગવે આયુષ્ય કર્મ ભિન્ન છે અને બળદનો દેહ એ નામકર્મના વિપાકથી છે

અબાધા કાળ એટલે મુદતીયા હુડી શુભ કે અશુભ કર્મ કાળ પાકે ત્યારે ઉદયમા આવે, અબાધા કાળ ઉત્કૃષ્ટ જેમ સાત હજાર વર્ષનો તેમ જઘન્ય (ઓછામા ઓછો) અંતર્મુહૂર્તનો છે અગ્યારમા, બારમા તેરમા ગુણસ્થાને તે પણ નહીં, જેમકે ત્યા એક શાતા વેદનીય કર્મનો બંધ છે, અને કષાયો નથી માટે કર્મની સ્થિતિ પણ નહી, પહેલે સમય બંધ, બીજે સમય ઉદય (ભોગ) ત્રીજા સમયે ક્ષય, તથા યથા ખ્યાત ચારિત્ર છે, અને વીતરાગ દશા છે, માટે ત્યા અબાધાકાળ નહીં, એવી રીતે કર્મનો અબાધાકાળ અંતર્મુહૂર્તનો પણ હોય છે. માટે તો કહ્યુ છે કે —

मत्युमपुण्यपापाना फलमत्रापि दृश्यते

અતિ Cન પુણ્ય પાપનુ ફળ અહીઆ પણ દેખાય છે

અબાધાકાળ શા માટે ?

હવે અહીઆ પ્રશ્ન થશે કે અમુક મુદત પછી કર્મનો ઉદય કેમ ? અને અબાધાકાળ શાથી ? એના જવાબમા નશાની વાત ધ્યાનમા લેશો તો સમજાશે, જેમ કોઈએ ભાગ પીધી, પછી તે ભાગનો નશો તરત નહી ચઢે, પીધી છે શરીરદ્વારા પણ નશો આત્માને ચઢે છે, તરત નથી ચઢતો અમુક મુદત પછી ચઢે છે, એવીજ રીતે ગાજો, ચરસ, દારૂ વગેરે માટે સમજવુ અફીણ પણ તરત અસર નથી કરતુ બે ચાર કલાક પછી, પસાર્યા પછી અસર કરે છે, અફીણનો ટુકડો ખાય, ચાવીને ખાય, કે કસુબો કરી ગાળીને પીવે પણ નશો તો અમુક મુદત પછી ચઢે, તેવી રીતે જ્ઞાનાવરણીયાદિ કર્મના પુદ્ગલોની અસર પણ અમુક મુદત પછી તેના ઉદયેજ થાય, વિપાક કાળેજ થાય

આત્માને સમયે સમયે આઠે કર્મનો ઉદય છે માટે આત્મા ઉપર બધાય કર્માની અસર છે તે કર્માની અસરવાળા પરિણામ અને પ્રવૃત્તિથી સમ આત્મા તે બધની હદ સુધી ચાલે એ કર્મોની ર આત્મા ઉપર નથી

નવી પરપરાથી અનાદિની છે, કેમકે વર્તમાન કાળમા જે કર્મનો ઉદય છે તે પ્રથમના કર્મ બંધને કારણે, અને તે પ્રથમનો કર્મબંધ પૂર્વે બાંધેલ કર્મના ઉદયના કારણે અને તે ઉદય પ્રથમના કર્મ બંધના કારણે એમ કર્મ બાંધતી વખતે પૂર્વ કર્મનો ઉદય અને ઉદય પહેલા પૂર્વ કર્મનો બંધ એવી રીતે પરપરા અનાદિ કાળની છે કોઈપણ કર્મ વ્યક્તિ ગત સાદિ સાંત છે પણ પરપરા એ અનાદિનું છે જેમ બાપની વ્યક્તિગત આદિ છે પણ બાપનો બાપ તેનો બાપ તેનો બાપ તેમ બાપ પાનાની તથા પુત્રપાનાની પરપરા અનાદિની છે એવી રીતે કર્મની પરપરા પણ અનાદિના છે

## પરપરા અટકી શકે છે

પરપરા પણ અટકી શકે છે, પણ ક્યારે—એ પેઢીની પરપરામા કોઈની વ્યક્તિને પુત્ર ન થાય, અથવા બ્રહ્મચર્ય પાળે, અથવા તે પરણે નહિ યા તે છેલ્લી વ્યક્તિ કુમારપણામા દીક્ષા લે તો એ પિતાને પુત્રની પેઢીની પરપરાનો અંત આવે, એવી જ રીતે આ આત્મા મનુષ્ય ભવ, આર્યદેશ, ઉત્તમકુળ, ગુરૂનો સસર્ગ પામી પરમાત્માનો ઉપદેશ સાભળી, એવું જીવન જીવે કે પાપ ઓછુ બાંધે અને જુના પાપ વધારે ખપાવે, એટલે કર્મની તીજોરીમા ધાડ પડી, ભલે તીજોરીમા લાખ ભર્યા હોય પણ મૂકાય હજાર

અને બે પાચ હજાર કાઢવામા આવે એમ રોજ ચાલતુ રહે તો એ તીજોરી તરત ખાલી થઈ જાય છે, એવીજ રીતે આ આત્મા-પરમાત્માના ઉપદેશને શ્રવણ કરી જીવનમા ઉતારે અને શુદ્ધ સ્વરૂપવાળા સાધ્યની સાધના-આરાધના કરે તો ઉત્તરોત્તર ગુણમા વિકાસ પામી છેવટે પાચ હ્રસ્વ (અઇઉઋલૃ) અક્ષરના ઉચ્ચારણ જેટલા સમયમા શૈલેશી કરણમા યોગ નિરોધ કરીનેઆત્માની સાથે એકમેક બનીને, અનત કર્મની વર્ગણાનો જડામૂળથી નાશ કરીને તે કર્માથી ચાલતી જન્મ મરણની પેઢીનો અત જરૂર લાવી શકે માટેજ જાતિ ભવિ સિવાયના ભવિ આત્માને માટે કર્મોની પરપરા અનાદિ સાત છે, અને મુક્તિ આદિ અનત છે

## કર્મની કાતીલ અસર

જેમ દારૂ વગેરે પીવા પછી એનો નશો અમુક સમય બાદ ચઢે ત્યારે ચેતનને જડ જેવો બનાવે છે માનવીના ગાન-ભાન ભુલાવી દે છે, તેમ કર્મના પુદગલનો હલ્લો પણ આત્માને ઉદય કાળે તેવી અસર કરે છે, સારી અને નરસી બન્ને પ્રકારની ફેરફારી થઈ જાય છે, ધનવાન ક્ષણમા ભીખારી બને છે, અને ભીખારી લક્ષાધિપતિ બની જાય છે, શેઠને નોકરી કરવી પડે અને નોકર શેઠ બની જાય

વ્યાપાર કરવા જાય ત્યા નફાને માટે ધધો કરે પણ આવે છે ખોટ, કર્મની ચોટ એને અવળુજ કરાવે, તેજીનો ધધો કરે ત્યા મોટી મદી આવે અને મદીમા પડે ત્યા તેજી થાય, હજારો માણસો કહે તોય એ કોઇનુ ન માને અને ઉધુજ કરે જાય, સૂતા હોય ખુશ મિજાજમા અને ઉઠતા કઇક જુદુજ સાભળે, જે સાભળીને મ રમા રહે, બબડે, હાય પાયમાલ થઇ ગયા અરે સત્યાનાશ વળી ગયુ, બોલો કેમ આમ બને છે આ પૂર્વે બાધેલ પાપ કર્મની જોરદાર અનરવુ પરિણામ છે, માટે કહ્યુ છે કે

रुष्टोऽपि दैवो किंकस्य चपेटा दातुमुद्यत
किंतु ता दुर्मति दत्ते यया स्खलति रक्षवत् ॥

રૂષ્ટ થયેલો દૈવ એટલે અશુભ કર્મો કોઇને શુ તમાચો મારે છે? ના, તમાચો નથી મારતા પણ એવી દુર્બુદ્ધિ આપે છે કે જેનાથી થોડાજ વખતમા ભીખારીની જેમ ભટકતો થઇ જાય એવા કર્મના ઉદયથી પળ વારમા અબજાધિપતિ ભિખારી બને છે, એમજ માના પેટે જન્મેલા ભાઇઓ લાખોની મીલ્કત માટે લડે ઝગડે, કોર્ટે ચઢી કોર્ટે જાય, સટ્ટો કરે ને પાયમાલ થાય, બુદ્ધિ બહેર મારી જાય, અને આબરૂ વગેરે ખાતર ઝેર પણ પીયે! કમ શુ ન કરે? સારા સયોગોમા પણ માઠી અસર થાય, ધર્મ અને ગુરુનો

આખોથી જોઈ શકાય અને આજના સૂક્ષ્મદર્શક યંત્રો
થી જોઈ શકાય એ પણ નહિ

મૃગાપુત્રનુ વર્ણન યાદ કરો ! એનુ વર્ણ
સાંભળતા પણ કંપારી છૂટે !

મૃગાપુત્ર એ મૃગાવતી રાણીનો પુત્ર હતો પણ
એની કેવી દશા ! પૂર્વે એ જીવ અક્ષાદિ રાઠોડ નામનો
રાજા હતો મદાંધ બની તે આત્માએ તીવ્ર પાપો કર્યા
પ્રજાને કનડનારો હતો, પ્રજાને ખુબ પીડી, ચૂસી
અનેક પ્રકારે હિંસા કરી, કરવેરા વધાર્યા થાય એટલા
અનાચારો સેવ્યા, પરિણામે મરીને નરકે ગયો, ત્યાંથી
નીકળીને મૃગાપુત્ર થયો ત્યા તેની કેવી સ્થિતિ થઈ
આખના માત્ર કાણા હતા પણ આખ નહિ એટલે
દેખાય શી રીતે ? કાનના પણ માત્ર ચિહ્ન હજ કાન
નહિ એટલે સંભળાય પણ નહિ માત્ર બધા અવયવો
આનુ એક પિંડ જેવુ કે ખબરાની પણ ન શકાય
એની માતા દયાળુ અને શ્રાવિકા હતી રોજ એના
પ્રકારનો ખોરાક તૈયાર કરી ખોરાક પિણ્ડ પર રેડે
શરીરની અંદર જતાજ પરૂ અને રસી થઈ બહાર
આવે, પાછો શરીરદ્વારા એ રસ્સીને ચૂસી લે, જોનાર
અને સાંભળનારને પણ ઘૃણા આવે કેવી દુર્દશા
આ છે કર્માનુ-કર્મ પુદ્ગલોનુ સામર્થ્ય,-એની તાકાત

મૃગાપુત્રની દશાનો વિચાર સાંભળતા પણ સમ્યક્ દૃષ્ટિ આત્મા કંપી ઉઠે'

શરીર અહીં રહે છે, કર્મો સાથે આવે છે જે શરીરાદિ માટે હિંસાદિ પાપ-કર્મો કરવામાં આવે છે તે શરીર કુટુંબાદિ અહીંજ રહે છે અને પાપ-કર્મો જીવની સાથે જાય છે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવ પામીને કર્મો જીવને ફળ આપે છે

કે આવો ભોગમો ?

જો જોગાનુ શુભ કર્મનો ઉદય હોય તો કોઈની તાકાત નથી કે એને હરકત કરી શકે, એક વેપારી શેઠ હતો, એને પોતાને પોતાનું ભવિષ્ય જાણવાનું મન થયું એ ગયો જોશી પાસે, જોશીએ કુંડલી જોઈ કહ્યું, શેઠજી? તમારા ગ્રહો ઘણા સારા છે તમને હવે કશીય હરકત તો નથી પણ અવળા દાવ પણ સવળા થાય તેવા ગ્રહો છે ગ્રહો કંઈ કરતા નથી પણ સૂચક છે કરનાર તો પૂર્વના કર્મો છે એ શેઠ સમજી ગયો કે મારા ભાગ્યનો ઉદય છે હવે સીધા ભાગ્યની પરીક્ષા કરવા ગયો રાજાની સભામાં, નવાઈમાં ઘોર જોખમ-પીડા વગેરે માથે વહોરી લેવાનું સ્થાન ક્યાં? રાજ કચેરીજને! ત્યાં જઈને એકદમ સિંહાસન જ્યાં રાજા બેઠા હતા ત્યાં પહોંચ્યો અને એક

માગી રાજાનો મુગટ પાડી નાખ્યો, બોલો ? તમને તમારા ભાગ્ય ઉપર આવો ભરોસો છે ? અને જો હોય તો ધર્મના કાર્યોમાં કૃપણ બનો ? સુપાત્રમાં એને બે ત્રણ હજાર ન ખર્ચો ? જેના ખર્ચો તેના તીજોરીમાં આવવાનાજ, પણ વિશ્વાસ ક્યાં છે ? પણ ભાગ્ય જો નહિ હોય તો સંગ્રહ કરેલા દ્રવ્યના પણ કાંકરા-કોલસા થઈ જાય, આગ લાગે અને તેમાં બધું બળી જાય, ઠેઠ પોક મૂકવી પડે, પેલા શેઠે રાજાનો મુગટ પાડી નાખ્યો, રાજાના સુભટો મ્યાનમાંથી તલવાર કાઢી એને મારવા દોડે છે ત્યાં તો શેઠના પુણ્યે આખોય મામલો પલટાઈ જાય છે થરપડથી પડેલા મુગટ પર રાજાની નજર પડી, તો તેમાં રાજાએ એક નાનો પણ ભયંકર ઝેરી નાગ જોયો, રાજાને થયું અહો ! આ ઉપકારી ન આવ્યો હોત તો શું થાત ? રાજાએ તરતજ શેઠને મારવા જતા સુભટોને રોક્યા અને હુકમ કર્યો આને પાંચ ગામ ઈનામમાં આપો પુણ્ય ઉપર ભરોસો હોય તો આ કામ થાય

## પુણ્યના ઉદયમાં બધું સારૂં થાય છે

સભામાંથી પ્રશ્ન-ભાગ્ય વધે કે પુરૂષાર્થ ?

ભાગ્યને ઘડનાર પુરૂષાર્થ છે દુન્યવી પદાર્થની પ્રાપ્તિ આદિમાં આધીન કર્મના ફળ ભોગવવામ

ભાગ્યની પ્રાધાન્યતા, પણ કર્મને તોડનારા પુણ્યાનુબંધી પુણ્ય પ્રાપ્ત કરનારા પુરૂષાર્થનું પ્રાધાન્ય છે, ધર્મ પ્રવૃત્તિમાં પુરૂષાર્થને છોડશો નહિ જોવાનું માત્ર એટેક વિચાર કે પ્રવૃત્તિમાં–એવું કે તે શાસ્ત્ર વિરૂધ્ધ તો નથી ને? શ્રી તીર્થંકર ભગવાનના કહ્યા મુજબ છે કે નહિ?

## કર્મસત્તા તો ફળદ્રાગ પ્રત્યક્ષ છે

લંપટ લગાવનાથી પેલા નાહને સ્નાનમાં પાંચ ગામ મળ્યા, એ તો પોતાના પુણ્યની પરીક્ષા કરવા પૂરા વિશ્વાસથી ગયો હતો તો અવળા પ્રયત્નનું પણ સીધું પરિણામ આવ્યું તો તમે સારા પ્રયત્ન ભાગ્યના ભરોસે કેમ ન કરો, કર્મની સત્તા તો ફળ દ્રાન પ્રત્યક્ષ છે કોઈ એને પ્રારબ્ધ કહે, કોઈ સંસ્કાર કહે, તો કોઈ અદૃષ્ટ કહે, હવે એ ગો. ફરી પાછો જોશીને ત્યાં ગયો, અને પોતાના હમણાંના ગ્રહો કેવા છે તે વિષે પૂછ્યું–જવાબમાં જોશીએ જણાવ્યું કે–શેઠ! તમારા ગ્રહો ઘણાજ સુંદર છે. એવા છે કે ખાડો ખોદો ત્યાં નિધાન નીકળે, બોલો? કેવું ભાગ્ય! ભાગ્યહીનને ઘરમાં હજારો દાટ્યા હોય તેય અલોપ થઈ જાય, જ્યાં હજારો મળનારા હોય તે ધંધામાં હજારોની ખોટ જાય એની હિમ્મત કામ ન આવે, તમને આમ નિધાન બતાવનારા ગુરૂ મળે તો છોડો ખરા?

નિવાન મળ્યા પછી કદાચ મો ન બતાવાય એ બને, પણ ત્યા સુધી તો ન છોડો પેનો શેઠ તો ગયો સીધો રાજસભામા, રાજાએ સન્માન કર્યુ ત્યાતો તેણે રાજાના ટાટીયા (પગ) પકડીને જોરથી ખેચીને સિંહાસનથી નીચે પાડયો, નુભરો મારવા દોડે ત્યા તો રાજાની પાછળની ભીતનો કરો પડી ગયો, રાજા તો ખુશ ખુશ થયો, અહો ! આ ઉપકારી ન આવ્યો હોત તો આજ જરૂર દમાઇ જાત અને પ્રાણ નીકળતે એણે મને બચાવ્યો, રાજાએ એને ઇનામમા દશ હજાર રૂપીઆ અપાવ્યા

તેજપાળ વસ્તુપાળ સોનાનો એક ચરૂ દાટવા જગલમા ગયા ત્યાંતો ખાડો ખોદતા બે ચરૂ સોનાના ભરેલા નીકળ્યા, આ બધુ પુણ્યનુ ફળ છે પુણ્ય ન હોય તો ધન તો જાય પણ પાપના ઉદયે હજારો પ્રકારે પીડા થાય, ભયકર રોગો થાય મસા-ભગદર-ક્ષય થાય બૂમાબૂમ કરે તેવો તણખીયો પરમીયો થાય સનતકુમાર ચક્રીને અઢાર જાતના કોઢ અને સેકડો રોગો થયા હતા ચક્રવર્તિને પણ કર્મનુ ફળ તો ભોગવવુ જ પડે, આજે ધરો, મશીનો, રેકેટો, કરટો કેના કેના નીકળે છે ? એક દસ્ટ દાસતા હજારોનો નાશ ! અપુમોબ વોરે સહારના સાવનો એ શુ છે ? જેવુ ભાગ્ય હોય તેવા તેના નિમિત્તો તરફ દુનિયા ખેચાય છે અને પછી બરબાદ થાય છે

## એ ઉગ્ર પુણ્યની નીશાની છે

છ માસ પછી એ શેઠ પાછો જોશીને ત્યાં ગયો અને પોતાના ગ્રહો કેવા છે તે પૂછવા લાગ્યો જોશીએ કહ્યુ શેઠ ઉપચય સ્થાનના ગ્રહો પૂર્ણ બલી છે, અને તે ગ્રહોની દશા અંતર દશા ચાલે છે, અને કેન્દ્રમા સૌમ્ય ગ્રહોની દ્રષ્ટિ પણ છે તમામ રીતે તમારા ગ્રહો સારા છે ઉંધા પાસા સીધા પડે તેમ છે પછી એક દિવસ શેઠ ગામના દરવાજા બહારથી ગામમા પેસવાની તૈયારીમા હતો, હતો હજી બહાર, રાજા પણ તે દિવસે પગે ફરવા નીકળ્યો, હાથી-ઘોડા પર શોજ સવારી કરનારને કદી પગે ચાલવાનુ પણ મન થાય રાજાની પાસે થોડા માણસો તણ સાથે હતા રાજા દરવાજામા પેઠો કે રાજાએ શેઠને જોયો, રાજા ખુશ થઈને મળવા જાય તે પહેલા તો શેઠે એને એવો ધક્કો માર્યો કે રાજા દરવાજા બહાર પડયો દાતમાથી લોહી વહેવા માડયુ માણસો શેઠને મારવા એકદમ બહાર દોડી આવ્યા ત્યા તો દરવાજો જે જીર્ણ હતો તે અચાનક કડડભુસ કરતો પડી ગયો રાજા અને તેના માણસો પણ બચી ગયા રાજાને થયુ કે આ શેઠ કેવો ઉપકારી, એને મને ત્રણ ત્રણ વખત બચાવ્યો રાજાએ એને અરધુ રાજય આપ્યું ... વા કામ કરતા પણ સારૂ જ થાય એ ઉગ્ર ... ની છે

## પુણ્યે પાપ ઠેલાય

પુણ્ય જો પરવાર્યું હોય તો, હોય તે પણ જાય એક શેઠને છાસઠ ક્રોડ સોના મ્હોરો હતી તેને બાવીશ બાવીશ ક્રોડ સોના મ્હોરો ત્રણ પ્રકારે ગોઠી હતી જમીનમા-વહાણવટાના વ્યાપારમા અને ધીરધારમા એકે દિવસે ખબર મળી, વ્હાણનો પત્તો નહિ, જમીન ખોદી તો કોલસા, અને ધીરધારના ચોપડાની દુકાન બળી ગઇ પાપના ઉદયમા બધુ પાયમાલ થતા વાર નથી લાગતી, અને પુણ્યનો ઉદય જાગે ત્યારે મળતા પણ વાર લાગતી નથી

એજ શેઠે ત્યાગી ગુરૂનો ઉપદેશ સાંભળ્યો અને કર્મના મર્મને સમજ્યો, વ્રતો લીધા, ખુબ દાન દેવા લાગ્યો, શેઠનો પુણ્યોદય જાગ્યો ત્યારે જમીનમા કોલસાનુ ધન થઇ ગયુ વ્હાણનો પણ પત્તો મળ્યો, મુનિમો ચોપડા ઉપાડી ગયા હતા તે પાછા આપી ગયા લેણદારોએ એની મેળે આવીને રકમ ભરી દીધી શેઠની પાસે પાછા છાસઠ ક્રોડ સોનૈયા થયા એમ કર્મના બળે એક જન્મમા પણ ઘણો ફેરફાર થઇ જાય છે

## કર્મનો છેદ, ભેદ અને દાહ

કર્મનો છેદ, ભેદ અને દાહ થઇ શકે છે. હજાર

વર્ણની સ્થિતિને છેદી એ, દગની કે એક વર્ષની આત્મા કરી શકે છે તેમજ સ્થિતિ વધારી પણ શકે છે કર્મને છેદી શકાય છે, ભેદી શકાય છે, કર્મમા પલટો પણ થઈ શકે છે પુણ્ય પ્રકૃતિનો પલટો પાપ પ્રકૃતિમા, પાપ પ્રકૃતિનો પલટો પુણ્ય પ્રકૃતિમા પણ થઈ શકે છે, જેમ છે. થાય તેમ તીવ્ર રસ કે મંદરસ વગેરેથી બંધ પણ થઈ શકે છે કર્મના તમામ પુદ-ગલોને બાળી નાખવા તેને દાહ કહેવામા આવે છે જે ચાદમા ગુણ સ્થાનકે થાય છે અસંખ્યાત પ્રદેશી આત્માના એકેક પ્રદેશે વળગેલી અનતી કર્મની વર્ગણાઓ બળીને ત્યા ભસ્મીભુત થઇ જાય છે. પુણ્ય કર્મો પણ વિપરીત ભાવનાથી પાપમા પલટાય છે, અને પાપ કર્મો સારી ભાવનાથી પુણ્યમા પલટાય છે, એને સક્રમ કહેવામા આવે છે

## અઢી અક્ષરનો 'વર્મ' અઢી અક્ષરના કર્મના મર્મને છેદે છે

કર્મ શુ ચીજ છે તેના પ્રકાર, તેની અવસ્થા પ્રકૃતિ, સ્થિતિ, રસ વગેરે તેની તાકાત નુ સક્ષેપથી વર્ણન કર્યું એટલામા તો બાર વાગના આવ્યા, મારે તમારા બાર આપણે બધાએ કર્મના બાર

કર્મ જડ છે પણ ચેતનને નચાવવાની એની તાકાત જબ્બર છે એ પણ આપણે જોઈ ગયા, રાજાને રંક બનાવે દેવોને અને ઇંદ્રોને પણ નચાવે, એ તાકાત કર્મની છે એ કર્મને નચાવનાર પણ બીજી એક બલવત્તર સત્તા છે, એનુ નામ ધર્મ છે 'કર્મ' શબ્દ ના પણ અઢી અક્ષર છે ધર્મ શબ્દના પણ અઢી અક્ષર છે પણ ધર્મ-કમના મમનો ચૂરો કરી શકે છે ધર્મ-કર્મને જડામૂળથી ઉખેડી શકે છે, તમજ કર્મથી મુકિત અપાવી શકે છે મનુષ્ય જન્મ, આર્ય દેશ, ઉત્તમકુળ આરોગ્ય, પાચેય ઇન્દ્રિયો, વગેરે સારુ કુળ સામગ્રી મળી છે એનાથી કર્મને તોડવાનો પ્રયત્ન ધમ થી કરો, એ તમામ પણ મળ્યુ છે ધમ થી, ધર્મની ટેક છોડાય ? ન છોડાય, પેલા મ નીએ પૌષધ ન છોડયો, મુદ્રિકા (વીટી) છોડી એ વગેરે વૃત્તાત બાકી છે પણ એ આજના વિષયમા નથી, એ રોજના વ્યાખ્યાનનો વિષય છે પણ ધમની ટેકને અ । એ દૃષ્ગાતને યાદ કયુ તેમજ લક્ષ્મી સરસ્વતીના સ વાદને અ ે લક્ષ્મી એ પોતાનો પ્રભાવ બતાવ્યો હવે સરસ્વતીનુ શુ થાય છે તે પણ રોજના વ્યાખ્યાનનો વિષય છે

## ઉપસહાર

આવા શ્રી સર્વજ્ઞ કથિત ધર્મનો આશ્રય લઈ,
ઉતારી, આત્મામા ઢકાયેલા જ્ઞાન, દર્શન,

ચારિત્ર ગુણને પ્રગટાવી, આત્મ-વિક્રમ ફોરવી કર્મના ફંદામાંથી કાયમને માટે મુક્તિ મેળવો, એજ અભિલાષા સાથે આજનું વ્યાખ્યાન સમાપ્ત થાય છે

સર્વ મંગલ માંગલ્ય,
સર્વ કલ્યાણ કારણં,
પ્રધાનં સર્વ ધર્માણાં,
જૈનં જયતિ શાસનમ્.



બજારૂ તમામ વસ્તુ ખરીદતી વખતે આ સારી ને આ ખરાબ એમ બે વિભાગો પાડી દુકાને દુકાને ભટકી સારી વસ્તુનેજ ખરીદ કરવાના આગ્રહવાળા બધા ધર્મો સરખા — એવો બીચારો શા માટે બાફતા હશે? એની કાંઇ સમજ પડતી નથી

*　　　*　　　*　　　*

સંસારના રંગરાગમાં અને વિષય કષાયમાં રક્ત બનેલા શેઠ-શાહુકારોને પ્રોફેસરોને માસ્તરોને અને અમલદારોને ઝુકીઝુકી સલામ કરનારાઓને સંસારના ત્યાગી મુનિવરોને હાથ જોડતાં કેમ શરમ આવતી હશે? એની કાંઇ સમજ પડતી નથી

"સદ્બોધ સંચય"

# ★ પરિશિષ્ટ ★

કર્મ થીયોસોરીના વ્યાખ્યાનમા વિષયને સક્ષિપ્ત રીતે કહેવામા આ યો છે જેથી કઇક વધુ વિગત અત્રે અપાય છે

કર્મની પ્રકૃતિ મૂળ આઠ છે, ઉત્તર પ્રકૃતિ ૧૫૮ છે અને ઉત્તરોત્તર અસખ્યાતી છે કર્મ પ્રકૃતિ એટલે કર્મનો સ્વભાવ–જેમ કોઇ માણસના સ્વભાવ શાન્ત ત્યારે કોઇ ક્રોધી કોઇ માયી અને કોઇ લોભી હોય છે, એમ કેવળ જડ ચીજો નો પણ સ્વભાવ હોય છે જેમ લીમડામાં કડવાશ સાકરમા મીઠાશ અને મરચામા તીખાશ તેમ કર્મની પ્રકૃતિઓમા પણ સમજવુ મૂળ પ્રકૃતિ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય વગેરે નામથી કહેવાય છે ઉત્તર પ્રકૃતિ જ્ઞાનાવરણીયની પાચ છે, દર્શનાવરણીયની નવ વેદનીયની બે, મોહનીયની અઠ્ઠાવીસ, આયુષ્યની ચાર નામ કર્મની એકસોત્રણ, ગોત્રકર્મની બે અને અતરાયની પાચ એમ બધી મળી ઉત્તર પ્રકૃતિ ૧૫૮ હોય છે જેમ જ્ઞાનાવરણીયની પાચ પ્રકૃતિમા મતિજ્ઞાનને રોકનારી મતિજ્ઞાનાવરણીય શ્રુતજ્ઞાનને રોકનારી શ્રુતજ્ઞાનાવરણીય અવધિજ્ઞાનને રોકનારી અવધિજ્ઞાનાવરણીય મન પર્યવજ્ઞાનને રોકનારી મન પર્યવજ્ઞાનાવરણીય કેવળજ્ઞાનને રોકનારી કેવળજ્ઞાનાવરણીય એ પાંચ ઓમા જ્ઞાનને રોકવાનો સ્વભાવ છે, જ્ઞાન

જાણવું એ આત્માનો ગુણ છે અને હરકત કરનાર જ્ઞાનાવરણીય કર્મ છે આત્માને ઇંદ્રિયો અને મનદ્વારા જે જ્ઞાન થાય છે તે મતિજ્ઞાન શબ્દ અક્ષર કે સંજ્ઞાઓ વગેરે દ્વારા જે જ્ઞાન થાય છે તે શ્રુતજ્ઞાન ઇંદ્રિયો વગર કેવળ આત્માથી દુનિયાની રૂપી વસ્તુઓનું જે જ્ઞાન થાય છે તે અવધિજ્ઞાન, અઢીદ્વીપમા કે તેથી અરી આગળ વધારે જગતમા રહેલા ગર્ભજ મનવાળા પ્રાણીના મનના પર્યાયોને જણાવનાર મન પર્યવજ્ઞાન આ જ્ઞાનમાં પણ ઇંદ્રિયોની જરૂર રહેતી નથી કેવળ આત્માથીજ જાણી શકાય છે જગતભરના તમામ પદાર્થોને અને તે પદાર્થોના ભૂત ભવિષ્ય ને વર્તમાન તમામ પર્યાયોને રૂપી અને અરૂપીને લોક અને અલોકને જીવ અને અજીવને તમામ વસ્તુ અને તમામ પર્યાયોને અને ત્રણે કાળને જણાવનાર કેવળજ્ઞાન છે આ કેવળજ્ઞાન પૂર્ણ અને એક સ્વરૂપે હોય છે અને આવેલુ કદી જતુ નથી બીજા ચાર જ્ઞાનોમા જુદા જુદા ભેદો હોય છે અને તે જ્ઞાનો પ્રતિપાતિ હોય છે જ્યારે કેવળજ્ઞાન અપ્રતિપાતિ હોય છે, તે તે જ્ઞાનને રોકનાર તે તે નામની જ્ઞાનાવરણીય પ્રકૃતિ કહેવાય, એવી રીતે દર્શનને રોકનાર દર્શનાવરણીય કર્મ કહેવાય છે તેના નવ ભેદો છે, ચક્ષુ દર્શનાવરણીય વગેરે, નિદ્રા વગેરે પણ દર્શનાવરણીય કર્મના ઉદયથી આવે છે દર્શન એટલે સામાન્ય બોધ અને જ્ઞાન એટલે વિશેષ બોધ

વેદનીય કર્મ બે પ્રકારના છે એક તો આત્માને સુખને

અનુભવ કરાવનાર સાતા વેદનીય અને બીજો દુ ખનો અનુભવ કરાવનાર તે અસાતા વેદનીય સુખની સામગ્રી સાતા વેદનીય કર્મના ઉદયથી મળે છે, અને દુ ખની સામગ્રી અસાતા વેદનીય કર્મના ઉદયથી મળે છે

મોહનીય કર્મના બે પ્રકાર છે-દર્શન મોહનીય અને ચારિત્ર મોહનીય, સાચી શ્રધ્ધાને રોકનાર તે દર્શન મોહનીય, અને આત્માના શુદ્ધ સ્વભાવને રોકનાર ચારિત્ર મોહનીય કર્મ છે દર્શન મોહનીયના ત્રણ પ્રકાર છે, મિથ્યાત્વ મોહનીય વગેરે અને ચારિત્ર મોહનીયના પચ્ચીસ પ્રકાર છે સોળ કષાયો-ચાર પ્રકારના ક્રોધાદિ-ઓ નવ નોકષાય નવ નોકષાયમા હાસ્ય રતિ વગેરે છ અને સ્ત્રી વે૦ વગેરે ત્રણ વેદો આ મોહનીય કર્મના ઉદયથી આત્મા ક્રોધી માની માયીને લોભી બને છે, વિકારી બને છે ભાન ભૂલી જાય છે, મોહના નશાથી ચકચુર બનેલો આત્મા ભાન ભૂલીને હજારો પ્રકારના પાપો આચરે છે, અને તેથી દુર્ગતિમા ચાલ્યો જાય છે, અને ઘોર દુ ખી થાય છે આ કર્મ ઘણુ જ ભયકર છે

આયુષ્ય કર્મથી જે જે ગતિનુ આયુ ય આત્માએ બાંધ્યુ હોય તે તે ગતિના આયુષ્ય પ્રમાણે જીવે છે

નામ કર્મથી-જુદી જુદી જાતના શરીરો જુદા રગો, જુદી જુદી આકૃતિઓ, શરીરના અગ સ્રવયણ અને સરચાનો વગેરે બને છે

સરલતા, નમ્રભાવ, દાનરૂચિ મધ્યમ ગુણુવાળો અને ઓછા કષાયવાળો આત્મા મનુષ્યનું આયુષ્ય બાંધે છે

ધર્મની ભાવનાવાળો શુદ્ધ શ્રદ્ધાળુ ધર્મ ક્રિયાની રૂચિ વાળો, ત્યાગી ગુરૂઓના વચનમાં વિશ્વાસુ, તપ, ત્યાગ અને સયમને વહન કરનારો દેવગતિનું આયુષ્ય બાંધે છે

સરળતા અને નિરભિમાનતાથી આત્મા શુભ નામ કર્મ બાંધે છે

કપટ અને ગર્વિષ્ઠપણાથી જીવ અશુભ નામ કર્મ બાંધે છે

ભણવા ભણાવવાની રૂચિવાળો ઉચ્ચ ગોત્ર બાંધે છે

પઠન-પાઠનમાં આળસુ અને અરૂચિવાળો નીચ ગોત્ર બાંધે છે

જીનેશ્વર દેવની ભક્તિમાં અંતરાય કરનારો હિંસા જુઠ, ચોરી, અને દુરાચાર આદિ પાપો સેવનારો, પાંચે પ્રકારના અંતરાય કર્મને બાંધે છે આ પ્રમાણે કર્મ બાંધવાના કારણો સક્ષેપથી બતાવ્યા. આ વિષયનો વિશેષ વિસ્તાર તે તે ગ્રંથોથી જાણી લેવો

કોઈ એમ તર્ક ઉઠે કે સામ્યવાદી દેશોમા બધા સરખા છે ત્યાં કર્મનું જોર કેમ ચાલી શકતું નથી?

સમાધાનમાં બારીક દ્રષ્ટિથી વિચારશો તો જણાશે કે કર્મનું જોર ત્યાં ઓછું નથી બરાબર વિચારશો તો માલમ પડશે કે ત્યાં સરખાપણું શેમાં છે? શરીરમાં સરખાપણું નથી, રોગોમાં સરખાપણું નથી આકૃતિ સૌની સરખી નથી, પૈસા

સ ખા નથી પગારોમા સરખાપણુ નથી, ખોરાક પણ ખવાતો સરખો નથી મોજશોખના સાધનો પણ જુદા જુદા છે, એટલે એમા પણ સરખાપણુ નથી, એકેકના દરજ્જામાં પણ સરખાપણુ નથી, એક સિપાઇ એક અમલદાર એક સેના ધિપતિ એ હુકમ આપે ને એક હુકમ ઉઠાવે છે અને હુકમ ન માને તો શુટ કરવામા આવે છે, ત્યા પણ કે છે મારા મારી છે, કાપા કાપી છે ધમાધમ છે જબર જસ્તી સામ્યના ના વિચારો રાખવા પડે છે, સામ્યવા નુ પોષણ કરવુ પડે છે મોગ અમલદારોના પાછળ છુપી પોલીસો ગોઠવાયેલી હોય છે વિચાર સ્વાતંત્ર્ય રાખી શકાતુ નથી ત્યા પણ જુદા જુદા, A B વગેરે કલાસો હોય છે કલાસો મુજબ ખાન-પાન ને મોજશોખના સાધનો મળે છે જ્યા ખાવામાં ને પીવામા પણ સરખાપણુ ન હોય ત્યા સરખાપણુ કઇ રીતે? મરજી મુજબ કોઇ કાર્ય થઇ શકે નહિ, બધુ ય કાયદામા રહીને કરવુ પડે, જ્યા ખાવામાં પરતંત્રતા છે, દુ ખમા દુસ્કાળ થાય છે, મોટા માગ બળવાઓ થાય છે, વિચાર વિરૂદ્ધ થનાં માણસોને મારી નખાય છે, યુક્રેનમાં બળવો થયો ત્યારે લાખોને મારી નાખ્યા, માત્ર વિચાર ભેદ મા પણ આટલી નિર્દયતા જ્યા હોય તેને સામ્યવાદ કહેવો કે પરતંત્રવાદ કહેવો ખરી રીતે તો વધારેમાં વધારે પરતંત્રતા છે તમો આજે શાંત છો ઘણા કરવેરા ઘણા કાયદાઓ ઘણી કનડગતો છતાંય હજી તમો સુખી છો એટલી બધી પરતંત્રતા નથી ત્યા ભારે પરતંત્રતા છે, ત્યા તો કર્મની ભારે કે છે, કહેવા માત્રની

છે ત્યાં પણ જન્મ અને મરણ છે માટે કર્મની સત્તા સર્વત્ર પ્રસરેલી છે કર્મનું ફળ દરેકને ભોગવવું પડે છે આ વિષય ઘણો ગંભીર અને ગહન છે પણ બારીકાઈથી વિચાર કરતાં બધુંય સમજાય તેમ છે, જેના કેટલાએક જીવોએ સરખા ભાવથી-સરખા પરિણામથી કર્મ બાંધ્યા હોય તો તેનું ફળ પણ બધાને સરખું જ મળે છે જેમ યુદ્ધમાં લાખો એકી સાથે મરી જાય છે અને વિજય પ્રાપ્ત થતાં લાખોને સરખું ઇનામ મળે છે નિગોદમાં અનંતા જીવોને મોટે ભાગે સરખાપણું હોય છે એમ સરખાપણું પણ હોય તેથી કર્મની સત્તા ઉડી જતી નથી, પણ ભેદો અને સરખાપણું એ બધું કર્મનું જ ફળ છે ખરેખર વધારે પડતો સામનો જો હોય તો તે નિગોદમાં અને નવ ગ્રૈવેયક તથા અનુત્તર વિમાનના જેમ કે નિગોદમાં દુઃખમાં ત્યારે ઉપરોક્ત દેવોને મોટે ભાગે સુખના સાધનો છે

પ્રશ્ન—અનંત આત્માઓને સરખું ફળ કેમ મળે?

ઉત્તર—અધ્યવસાય સ્થાનો અસંખ્યાતા છે અને કર્મ બાંધનારા જીવો અનંતાનંત છે માટે અનંતા જીવોને સરખા અધ્યવસાયો અને સરખી ક્રિયા હોઇ શકે

આ રીતે કર્મના વિષયને લગતું વર્ણન સંક્ષેપથી કરવામાં આવ્યું છે કારણ કે આ વિષયને લગતું વર્ણન જૈન શાસ્ત્રોમાં ઘણુંજ વિસ્તારથી છે એનો વિસ્તાર એક બે ભાગથી થઇ શકે નહીં

# શ્રી જિન સ્તવન



(રાગ રાખના રમકડા)

જ્ઞાનના એ દીવાને દીલે ઝગમગ રાખ્યાને,
નજુ લોકના નાથે સૌના તિમિર ગાળી નાખ્યા રે
જ્ઞાનના એ દીવડાને

ડગલે પગલે રંગરાગમા, ભાન ભૂલી સૌ મ્હાલે,
કર કલેશ ને વેરઝેરમા પ્રિય જીવનને ગાળે રે
જ્ઞાનના એ દીવડાને

નમસગીખોજુકીમાયા રંગપતંગ જિમ કાયા માયા,
માહ મદિરા પાન કરની, કર્મે નાચ નચયા રે
જ્ઞાનના એ દીવડાને

માયા મમતા દૂર તજે તે, ચોરાશી નવ રૂને,
સમતામાહી રમતા તે તો પરમાતમ પદ હુવે રે
જ્ઞાનના એ દીવડાને

કાળ અનંત તુ ભમીયો તોયે, આશ ન પૂરી થઈ
સુખના ને દુઃખ ની વાતો, જેની તેવી રહી રે
જ્ઞાનના એ દીવડાને

વિક્રમ આતમ લબ્ધિલક્ષ્મણ કીર્તિ પ્રસરે સહી,
મુક્તિના સુખડાની આશ, ચેતન આપે ચઢી રે
જ્ઞાનના એ દીવડાને

રચયિતા પૂ. મુનિરાજ શ્રી કીર્તિવિજયજી મ૦